સુબોધસિંહ યાને

# ગઝલ ગર્જના



અહા ઓ! ઇશ્કવાળાઓ, શકર ક્યાં ક્યાં લગાવો છો ?
વિરહની વેદના આપી, અમોને કાં રીબાવો છો ?

કિં. ૦-૮-૦

મળશે—બાબલાલ છગનલાલ વ્યાસ, બોરસદ—ગુજરાત

શ્રી કૃષ્ણઃ

"મુંબાઈમાં લોકપ્રિય થઈ પડેલી."

# રમુજીદાર પોણોસો ગઝલોનો ભંડાર

સુખી કુટુંબો માટે

## સુબોધસિંહ યાને

# ગઝલ-ગર્જના

લેખક મુદ્રક પ્રકાશક.


ભાઇલાલ છગનલાલ વ્યાસ માતરવાળા.

હાલ મું. બોરસદ જી. ખેડા ( ગુજરાત ).


( બુકસેલરોએ પોતાનાં શીરનામાં લેખ ઉપર મોકલવાં ).


આવૃત્તિ ૧ લી. પ્રત. ૨૦૦૦ સને ૧૯૨૦

રૂ. કિંમત ૦-૮-૦

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.
ઠે. પાંચકૂવા નવાદરવાજા—અમદાવાદ.



# જરા કાન દઈ સાંભળજો ?

અમારે કહેવું કે છે આની અંદર સંસારિક, વ્યવહારિક અને ભક્તિરસથી છલકાતી સુંદર ગઝલોએ લોકોનાં મન એટલાં બધાં આકર્ષાયાં છે કે છપાતાં જ તેની બે હજાર કોપીના ગ્રાહકો—બુકસેલરો થઈ ગયા, કયો માણસ આઠ આનામાં પોતાની લાયબ્રેરીને શોભાવનાર ઘડીભર હસાવી આનન્દ આપનાર આ ગ્રંથને ના સ્વીકારે ?

મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો "સારી ભાષામાં ઘરગથુ કવિતાવાળાં પુસ્તકોની ખાસ જરૂર છે."

**મુખ્યાજી ભાઈલાલ છગનલાલ વ્યાસ.**

**બોરસદ જી. ખેડા.**

બુકસેલરોએ ઉપરના શીરનામેથી આ પુસ્તક કમીશનથી વેચવા મંગાવો.

| | |
|---|---|
| હમારાં પુસ્તકો—શ્રીવલ્લભાખ્યાન સટીક. | ૧—૦—૦ |
| ભક્તિ સુબોધ ગદ્યપદ્યમાલા | ૦—૪—૦ |
| પુષ્ટિસુધાકર. | ૦—૧૦—૦ |

# ગઝલોની અનુક્રમણિકા.

મનોહર વાંસળીવાળા, બટાઉને જતાં રોકયો;
ઘવાણું કોણ રાખેરે? કનૈયા કૃષ્ણ વિણ કોઈ?
ખરે રસ છેક છલકેછે, મઝા જોબન તણી જાયે;
નથી કો' લુંટનારૂં રે? કનૈયા કૃષ્ણ વિણ કોઇ?
અમે મસ્તાન થઈ ફરીયે, બધે બલવિરના બળથી;
નથી કો' ટોકનારૂં રે? કનૈયા કૃષ્ણ વિણ કોઈ?
નથી કો જ્ઞાનની પોથી, અમારે જાણવી જોવી;
પ્રેમ ભક્તિ બતાવે ના, કનૈયા કૃષ્ણ વિણ કોઇ?
મને તો પ્રેમ વિણ ભક્તિ લસેછે લુખીને લુલી;
કરે ના કામ પાકુરે, કનૈયા કૃષ્ણ વિણ કોઇ?
કરોડો કોસનું અંતર, યોગી સન્યાસી સાધુનો
પ્રેમને ના ચુએ બીજા, કનૈયા કૃષ્ણ વિણ કોઇ?
રમીશું ને જમીશું રે! ઓઢશું પ્હેરશું પ્રેમી;
જપુ ના જાપમાં બીજો, કનૈયા કૃષ્ણ વિણ કોઇ?
ખરો દ્દઢ પ્રેમ કાતિલ આ, નથી કાચો નથી પોચો;
નથી ભઇલાલ ભય કરવો, કનૈયા કૃષ્ણ વિણ કોઇ?



# ' પતિ વિયોગિણીની ' પત્રિકા ?

## ( ગઝલ સોરઠી. )

### —આ પત્રિકામાં શું લખું—

ધગ ધગ ધિકી છાતી મુજે, નયને વહે છે નિરરે ?
અકળાયિને મુઝાઉરે ? આ પત્રિકામાં શું લખું ?
અવધિ મટી આવ્યા તણી, બાળા બીજી ત્યાં શું મળી ?
વિસરી ગયા વ્હાલા મને, આ પત્રિકામાં શું લખું ?
તોડી પુરવની પ્રીતડી, નવલી નવિ નથી ત્યાં કરી ?
વિણ મૂલની દાસી તજી, આ પત્રિકામાં શું લખું ?
પ્રેમ ફાંસી હું ગળામાં, નાંખી કયાં નથી જાણતા;
ઘચડાય ગાંઠ પડી ઘણી, આ પત્રિકામાં શું લખું ?
પીડાઉ પિંડ પડે નહીં, જળ વિના જ્યમ માછલી;
દીલમાં દયા કંઈ લાવજો, આ પત્રિકામાં લખું ?
લખતાં મને ના આવડે, અબળા તણો અવતાર હા ?
છો બુદ્ધિ શિલ વિચારજો, આ પત્રિકામાં શું લખું ?
વિગાઢ વિરહિ વેદનાથી, તન તપે અંગાર સમ.
ઔષધ મળે ના એકરે ? આ પત્રિકામાં શું લખું ?
નણદી અને સાસુ મળી, વિજ્ઞાન વૈદ્ય બતાવતાં;
ના રોગ જડતો કાંયરે ! આ પત્રિકામાં શું લખું ?
હું દીન શરણાંગત સદા, પરણી તમોને પદ્મણી;

હો દીનના દીનેશ્વરે ! આ પત્રિકામાં શું લખું ?
ગોઠે નહિ ઘરબાર એ–ગોવિન્દ ! કયાં શોધુ હવે;
ફાંસી ગળે લઇ કયાં જવું, આ પત્રિકામાં શું લખું?

*  *  *  *

ગદ્‌ગદ્‌ ગિરાથી આટલું, લખતાં પડી બે ભાનમાં
તતકાળ ત્યાં આવ્યા પતિ, છે સ્નેહના સાચા રખું ?
પીડા થકી પીડાયલી, પ્યારી અચેતન જોઇને;
બહુ વ્હાલથી વળગી પડયા, આંસુ ખરે છે રોઇને.
ઓષડ પડયું છે પથ્થરે, જ્યમ વિજળી પાવર મળે;
સૂચેત થઇ મોહન મલ્યા, છો સ્નેહના સાચા રખું ?
ના જાણુશો વાંચક વિનોદી, પ્યાર લૌકિક પ્યારીનો;
ભઇલાલ કહે છે નિત્ય એ–શ્રીરાધિકા વિહારીનો..

---

# સારૂં શું? અને નહિ સારૂં શું??

## (રાગ નૃસિંહમે'તાની લાવણી.)

શરણુ પ્રભુનું સાચું વ્હાલા, રૂપે રસીલું બહુ સારૂં ?
મનુષ્ય જન્મની પળને ઘડીયો, પ્રભુ માટે વ્હેતો સારૂં ?
કપટ જુઠ પાપોને છોડી, સદાચરણુ સેવ્યું સારૂં ?
પરનારીથી પ્યાર કરી, પાછળ પસ્તાવું નહિ સારૂં ?
વચન દઇને વાંકું વદવું, તેથી મરવું બહુ સારૂં ?
દુષ્ટ જનોનો સંગ કરીને, સાથે ફરવું નહિ સારૂં ?

સજન મિત્રથી હૃદય છુપાવી, દુઃખે ડુબવું નહિ સારૂં ?
ઘરનો ભેદ શત્રુને આપી, શાન્ત થવું તે નહિ સારૂં ?
અદકુ ખર્ચ આવરા કરતાં, કદી કરો તે નહિ સારૂં ?
પ્રતિષ્ઠા માટે પરમારથનું, કામ કરો તે નહિ સારૂં ?
શાસ્ત્ર સનાતન કૂળ ધર્મનું, બીજ ઉખાડયું નહિ સારૂં ?
નવા પંથની પોથી વાંચી, તેમાં પળવું નહિ સારૂં ?
પરધનની લાલચમાં લપટી, એઠાં ખાવું નહિ સારૂં ?
કરી પરીશ્રમ પૈસો લાવી, પોષણ કરવું બહુ સારૂં ?
આદર વિણ પરઘર આથડવું, અરે મુસાફર ! નહિ સારૂં ?
ઘર આવ્યાને આદર આપી, દીલ દુભાવ્યું નહિ સારૂં ?
પુછયા વિણ પરઘરનું પોથું, સરખું લેવું નહિ સારૂં ?
ઝીણી વાતનો ઝગડો કરીને, કોરટ ચઢવું નહિ સારૂં ?
વાત પુરી ખાંતે જાણ્યા વિણ, વચમાં વદવું નહિ સારૂં ?
દોષ કરી પોતે સરકી જઈ, પરદુઃખ દેવું નહિ સારૂં ?
રણસંગ્રામે ચડીને કોદી, કાયર થાવું નહિ સારૂં ?
અદકુ દુઃખ પડે અંગો પર, પણ તે સૌ સહેવું સારૂં ?
સૃષ્ટિમાં સૌ અંશ પ્રભુના, જાણી સમ રે'વું સારૂં ?
આત્મા કોઇનો રીબાવીને, પ્રસન્ન થવું તે નહિ સારૂં ?
માતપિતા પ્રભુ ગુરુની આગળ, છળથી રે'વું નહિ સારૂં ?
કૃષ્ણ કૃષ્ણમય કાયા કરતાં, પાછા પડવું નહિ સારૂં ?
સત્સંગ મંડલ મધ્યે જાતાં, પ્રમાદ કરે તે નહિ સારૂં ?

અરિથી અદકું કામ કરવું, ઇન્દ્રિ વશ થાવું નહિ સારૂં ?
જ્ઞાનયોગ વેરાગ્યે પેશી, પ્રભુ તજો તે નહિ સારૂં ?
જાણી જગ પાણી પરપોટે, કૃષ્ણ શરણુ થાવું સારૂં ?
ભાઇલાલ કહે ભવના બંધનમાં, ફસાઈ રેવું નહિ સારૂં ?

---

# વિયોગી વનિતાની દિપોત્સવી ?

## ( ગઝલ સોરઠી. )

પ્રિયતમ વસો પરદેશમાં, કરી વાયદા દિન ચારના;
રે ! રાહ જોતાં રડી રહું, સુખકાર ક્યારે આવશો ?
દિપોત્સવીના દિનમાં, વિધ વિધ રીતે સૌ મ્હાલશે;
વિરહે ઘરૂં ના વસ્રરે ! દુઃખહાર ક્યારે આવશો ?
ફરશે સખી દેવાંગના, સરખી ધરી શણગારને;
હું ધિક્કીને ધિકાવશે, શણગાર ક્યારે આવશો ?
ચકલે અને ચૌટે બધે, આતસ તણો રંગ જામીયો;
ત્યાં સાથે રાખી હર્ષથી, ફરનાર ક્યારે આવશો ?
કીધી રસોઇ અવનવી, આવ્યા તણી આશા ભરી;
પણ આંસુડાં અદકાં પડે, લ્હોનાર ક્યારે આવશો ?
મગદળ અને મે'સુર ઘુઘરા, પુરી પેંડા મેં કર્યાં;
જમવા વખત વહી જાય છે, જમનાર ક્યારે આવશો ?
ઝબકી ઉઠું સુતિ સે'જમાં, નિદ્રા ન સેવું નેનમાં;

ઝરૂખે જઇને ઝાંખતી, દીલદાર ક્યારે આવશો ?
હે નાથ ! સાથ સદા રહો, વેઠાયના આ વેદના;
દયા કરી દીનની પરે, દીનેશ ક્યારે આવશો ?

* * * *

જાણી પરવ દિપોત્સવી, પ્રભુજી પધાર્યા મંદિરે;
સર્વાંગથી ભેટી પડી, કે' વ્હાલીડા નિભાવશો ?

---

# ( અજબ છે પ્રેમની વાતો ? )

## ( ગઝલ. )

અજબ છે પ્રેમની વાતો, ગજબ ખાવી પડે લાતો;
તથાપિ ના છુટે નાતો, અજબ છે પ્રેમની વાતો ?
થવાનો સેજમાં થાતો, નથી દીઠો પછી જાતો;
પ્રેમ એ પ્રેમીને ખાતો, અજબ છે પ્રેમની વાતો ?
ભરેલી પીઠા છે ભારે, તથાપિ પંડિતો ધારે;
સહે દુઃખ તોયના ટારે, અજબ છે પ્રેમની વાતો ?
નહીં સમજ્યા વિષે આવે, અજબ એ વસ્તુ કંઇ કહાવે;
વિતે છે તોય પણ ભાવે, અજબ છે પ્રેમની વાતો ?
બધે ભઇલાલના સ્વામી, વિના છે પ્રીતમાં પીઠા;
વિભુ વિણુ દુઃખમય ક્રીડા, અજબ છે પ્રેમની વાતો ?

---

# વાંકી દશાની વિટમ્બણા?

## ( ગઝલ સોરઠી. )

વાંકી દશા થાતાં બધેથી, વંક વાયુ વાય છે,
વાંકો દિવસ આવે પછી, સૌ સ્નેહીયો બદલાય છે.
બુદ્ધિ રૂડી ભુંડી બને, સ્થિર ચિત્ત તે ચમકાય છે;
દુ:ખડાં પડે દરિયાવસમ, અંતર અતિ અકળાય છે.
ઉદ્યમ સુઝેના એક પણ, શત્રુ શિરે બહુ થાય છે;
ભાઇલાલ કહે એ જાણજો, વાંકી દશાનો ન્યાય છે.
પત્નિ તજી દે પ્રેમને, વ્હાલાં સગાં વંકાય છે;
રાખે હરિ તેની રહે, નહીંતો ઘણા રીબાય છે.
નિજ માન મર્યાદા મટે, લક્ષ્મી બધી લુંટાય છે;
અંતર ઉઠે અંગારરે? વાંકા ગ્રહો જો થાય છે.
જગદીશને શિર દોષ દેવો, એ અતિ અન્યાય છે;
ભાઇલાલ કહે એ જાણજો, વાંકી દશાનો ન્યાય છે.

---

# શંખણીનો સિતમ?

## ( ગઝલ. )

પતિને શંખણી પત્ની, પજવતાં પાછી ના પડતી;
દયાળુ સ્વામીના સામે, કમર બાંધી સદા લડતી.

ઘુઘવતી ઘોર ઘાંટાથી, હુંપદ ધારી ઘણું ગાજે;
શિખામણ ના સુણે કોની, લજાવી ના જરા લાજે.
ભલે વારો ન ભોજનમાં, મળે ના ખરે ટાણે;
કહેવા જાય કંઇ સ્વામી, પછાડે વાંઠકી ભાણે.
વગોવે કંથને મિથ્યા, રસાલો ના મળે ઘરમાં;
પિયર નાશી છુટું આજે, કહે છે એમ તે છરમાં.
જણેલાં છોકરાં કેરૂં, જતન ના લેશ પણ કરતી;
વડીલો યા ઈજ્જતદારો, તણીના લાજ કે ધરતી.
પતિનો દોષ શોધીને, રડયો મૂર્ખો કહી બોલે;
ખુમારી રાખતી એવી, નથી કો નાર મમ તોલે.
પિયરનાં કો સગાં આવે, બની ત્યાં જાય તે વકરી;
કહે ભઇલાલ દુર્ભાગ્યે, મળી એ વાઘણી વકરી.

---

# ( ગુરૂજી કેમ થાશે હા? )

## ( ગઝલ. )

### —નથી તૃષ્ણા અરે ! જાતી—

હવે તો બોધ આપોને, સતાવે છે રીબાવેરે !
નથી તૃષ્ણા અરે ! જાતી, ગુરૂજી કેમ થાશે હા ?
થયાં કાળાં તણાં ધોળાં, પડે છે દાંત પણ મુખથી;
વળી કંઇ કંપવા ઝબકે, ગુરૂજી કેમ થાશે હા !

કર્ણમાં ઝ્હેર મારે છે, અશક્તિ છેક આવી છે;
તથાપિ ના મટે તૃષ્ણા, ગુરૂજી કેમ થાશે હા ?
દશા પણ રાહુની ચાલે, બધા દુઃખમાં ઉમેરાએ:
ઘરનાં ખાસડે મારે, ગુરૂજી કેમ થાશે હા ?
કફે આ કંઠને ઘેર્યો, ચડે છે શ્વાસ પણ તેવા;
અરેરે ના મટે તૃષ્ણા, ગુરૂજી કેમ થાશે હા ?
બતાવો ઈલ્મ કો એવા, તુટી જાયે બધી તૃષ્ણા;
કહે ભઈલાલ ઓ વ્હાલા, ગુરૂજી કેમ થાશે હા ?

---

# ( ગયો કયાં આશકી મારો ! )

## ( ગઝલ. )

મરોરી બાંહ મારી હા ? પછી રસમાં ઝબોળીરે;
છીનાવી શિરથી મટુકી, ગયો કયાં આશકી મારો ?
ફરી આવી અચાનકરે ! ભરી મુજ બાંધી હું ભોળી;
મુકાવીને બધી માઝા, ગયો કયાં આશકી મારો ?
અજબ જાદુ કરી મુજને, રમાડી રાસ હોળીરે;
કરી ઘાયલ ઘણેરી રે ? ગયો કયાં આશકી મારો ?
છુટી ગઇ છે નિવી ગ્રંથી. તુટી છે માળ ચોમેરે;
મદન અગ્નિ મહી ફેંકી, ગયો કયાં આશકી મારો ?

* * * * *

તદા ત્યાં આશકી દીઠા, પરમ આનંદ કરનારા;
અદેયપદ છેક દેનારા, પધારો આશકી મારા ?
મનોહર મેનકા જેવી, તમો દેખી રૂપાળી થૈ;
તમારો પ્રેમ પીવો છે; પધારો આશકી મારા ?
મદન અગ્નિ થકી ઝરતી, વિરહ ધારે છુંદાતીતી;
દઈ દર્શન ઉગારીરે, પધારો આશકી મારા ?
ઘણા આનંદના ઉભરે, આશકી કંઠમાં લટકી;
પરમ આનંદ છાયોરે, પધાર્યો આશકી મારા ?

---

## પરનારીની પ્રીતિ ?

(રાગ સારંગ.)

પરનારીની પ્રીત, પેટ ભરી માર ખવાવે,
વગર વિચારે મુંઢ, નર્કના દ્વાર ખુલાવે.
આળસ ઉંઘ ન થાય, પર સ્ત્રી નેહ થતામાં;
દોલત ધન લુંટાય. વાર નહિં લાજ જતામાં.
મુરખ વેઠે નર્ક, મરણુ વિણુ નારી નેહે.
ભઈલાલ તણી શુભ વાત, સજ્જન સૌ વીણી લેહે.

---

## જનેતા રત્ન તું જણજે?

( ગઝલ. )

જણેતો રત્ન તું જણજે, જનેતા રત્ન તું જણજે?
નહીં કાફર ન કંકાસુ, નહીં કંજુસ તું પાસુ;
શિવ સંતોષ પણ દાની, જનેતા રત્ન તું જણજે?
વહે આનંદની ન્હેરી, મળે ના મિત્ર કે વ્હેરી;
સદા રહે ભક્તિની લ્હેરી, જનેતા રત્ન તું જણજે?
પરમ પદની પ્રીતિ પાખે, બધે સમ ભાવના રાખે;
પરમ રસને સુખે ચાખે, જનેતા રત્ન તું જણજે?
તમો ગુણ ના કહિ રાખે, વધારી વિશ્વમાં માઝા;
પછી ગોવિંદ ગુણ ગાતો, જણેતો રત્ન તું જણજે?

---

## कृपा हमपें बनी चहिये ?

( गझल. )

हमारे कृष्णके तुमहो, कृपा हमपें बनी चहिये ?
हमारे हिंदके तुमहो, हमारे इश्कके तुमहो ?
हमारे प्राण समसर हो, कृपा हमपें बनी चहिये ?
हरिहर राम ओर कुछ कहो, हमारे कृष्णके सब हैं;
भले तुम चाय जाके हो, कृपा हमपें बनी चहिये ?

भले भारतकी कुखको, दिवाना दिव्य कामोसें,
हमें परवा न नामोसें, कृपा हमपें बनी चहिये !
मिलीहें चश्म जो जीससें, करेंगें बात सब ईससें;
कहेंगें काहेको कीससें, कृपा हमपें बनी चहिये !
अबे होनार सो होगी, बनेमें रोगीया भोगी;
यदी दीलदारके जोगी, कृपा हमपें बनी चहिये !

---

# અરે આ ! કોણુછે ઉભો, કપટમય વાંસળી વાતો !

—ગઝલ—

કલેજાને લીધુ કોરી, દુઃખેછે પાંસળીમાં તો;
અરે આ ! કોણુ છે ઉભો, કપટમય વાંસળી વાતો !
થઇ ઘેલી ફરૂં હું તો, ગમે ઘરબાર ના જાવું;
મને એ નાદ પ્યારો છે, પડયું મુકી પીવું ખાવું;
મલ્યું છે એ થકી મનડું, થયું છે દેહથી ન્યારૂં;
તથાપિ શું નડે આંટી, ઉરે સંતાપ એ ધારૂં;
પ્રેમીના પ્રેમમાં ભીજી, ભલે ખાવી પડે લાતો;
અરે આ ! કોણુ છે ઉભો, કપટમય વાંસળી વાતો !
ભગનીને ભ્રાત સુત સાસુ, નણુદની છે નહિ પરવા;

મધુર મુખ વાટિકા મધ્યે, મને લાગી લગન ફરવા
રૂડાં પુષ્પો ખીલ્યાં તેમાં, અલિ ગુંજારને કરતો
ઉગ્યો છે ચંદ્ર આ કેવો, શિરે અહિરાજને ધરતો
અની તરબોળ હું પુરી, વેગ રોકયો ન રોકાતો
અરે આ? કોણ છે ઉભો, કપટમય વાંસળી વાતો
દુરીજન છો બકે બીજુ, બનીછું શુદ્ધ બહુ રીતે
મળી ગઈ છેક મોહનમાં, બધી મનસા તજી ભિતે
હવે વિચાર ના આવે, વિષય ભરીયા કહ્યા ચિં
નથી કંઇ કામના મારે, નિભાવો નેહની રીતે
લઇ સંસારથી તારી, કૃપાથી જોડીયો નાતો
કનૈયો કૃષ્ણ આતો છે, કપટમય વાંસળી વાતો

---

# ( સંપ વિષે. )

## —રાગ નરસિંહમહેતાની લાવણીનો—

સંપ વિના નહિં જગમાં જંપજ, રંક અને માનવ મોટા;
સંપીલું જન.મંડલ શોભે, દ્વેષી દુર્જન છે ખોટા.
સંપ વિના જંપી ના બેઠો, દુર્યોધન સરખો નૃપ જેહ;
સંપ વિના ઘરબાર લુંટાયે, રખડે રણમાંહી નિજ દેહ.
સંપ વિના લક્ષ્મિ પણ લાજે, ત્હારી મારી થાતાં છેક;
સંપ વિના પ્રલય પોતાનું, જાણી કરતા એકાએક.

સંપ વિનાના બન્યા બાયલા, તનમન અર્પી પરને હાથ;
સંપ વિના લઢી સડી રડી નૃપ, મુવા પરસ્પર સર્વે સાથ. ૪
સંપ વિના સર્વ કામોમાં, હૈયે હાય રહે ઝાઝી;
સંપ વિનાનું શૂરી રાજ્ય પણ, સમયે ઉઠે ના આજી. ૫
સંપ વિના મૃત્યુ વિણ મરીયા, રાવણ હિરણ્યકશ્યપરાય;
સંપ વિના ઘટી પુણ્ય પૂર્વનાં, આયુષ પણ ઓછું થઇ જાય. ૬
સંપ વિના સંસાર વિષે નવ, સરખુ સુખડું કોઈ લહે;
સંપ વિના ભાઇ બાપ જુવેના, વધ કરવા ચિત્તમાંજ ચહે. ૭
સંપ વિના શાણા પંડિત પણ, બ્હેળી દુગ્ધામાં પડતા;
સંપ વિના જગ માન ગુમાવી, મિત્ર કલહ બ્હેંચી લડતા. ૮
સંપ વિનાની સૃષ્ટિ થાતાં, સ્વર્ગ તણી ઇચ્છા સડે;
સંપીલું જો કૂલ થાય તો, સ્વર્ગ તણાં સુખ અહિં પડે. ૯
સંપ સરીખુ સુખડું સર્વે, સ્થળમાં શોધ્યું નહિ જડતું;
સંપ થકી અગવડ રહે અળગી, દુશ્મન પણ અટકે નડતું. ૧૦
સંપ વિષે છે સર્વે સિદ્ધિ, સંપે શ્રી પ્રભુ છે સરસા;
સંપે જંપ મળે પ્રભુ જપવા, તરંગના આવે નરસા. ૧૧
સંપ થકી શ્રી હરિની સેવા, નિર્વિઘ્ને રૂડી થાવે;
સંપ થકી સૌ સુલભ થાયે, દુર્લભતા ભાગી જાયે. ૧૨
સંપીલી ચેંટીની પંક્તિ, માન અહિંનું ઉતારે;
સંપીલી મધની માખી તે, ભેટી પરસ્પર ઉર ઠારે. ૧૩
સંપીલા કૂળના સંગાતી, જોતાં જગમાં ઘણા જડે;

સંપે સંતતી વિના ચિંતવી, આવીને ઘરમાંહી પડે. ૧૪
સંપ કરો સૌ ભારત વિરો, ઝઘડા ખટપટને છોડી;
વાંચી સંપ કથા ભઈલો કે'હે, વિટંબણા દેજો તોડી. ૧૫

---

(ગઝલ.)

અહા બસ ચાકરી પુરી, કરે તો કૃષ્ણની કરજે?
હૃદય ઘટ ખાલી જો હોયે, ભરે તો ભાવથી ભરજે?
પળુંતો પ્રેમ પુરાથી, વચન સાચાં વદી પળજે?
બળું તો બાકી ના રે'તો, વિભુના વિરહથી બળજે?
રળું તો ખામી ના રાખી, જગતની સમૃદ્ધિયો રળજે?
ઢળું તો છેકને પુરો, પ્રભુના શર્ણમાં ઢળજે?
સરે તો સર્વને છોડી, દુઃખદ સંસારથી સરજે?
મરે તો ભક્તિના હોજે, પછી ભઈલાલ તું મરજે?

---

# એક શુભ સંસ્કારી પુત્રે ફરીથી પરણુતા પિતાને કરેલી પ્રાર્થના?

(ગઝલ.)

કહો કે ખાસ સાચુ ત્યાં, ફીકર શાને જમાવો છો?
અદેખાઈ અંતરે રાખી, નકામાં કાં પીડાઓ છો?
બગાડો પારકુ તેથી, નફો શો? શો?? જમાવો છો?

સુખી સામા જનો દેખી. નકામા કાં પીડાઓ છો ?
દયાથી પ્રભુએ વ્હાલે, પડોશીને ઘણું આપ્યું;
ખમાયે ના તથા ખમજો, નકામાં કાં પીડાઓ છો ?
અદેખાઈ ના કરો કોની, કરે શ્રી કૃષ્ણ તે થાએ;
નથી ઇર્ષ્યાજ નભવાની, નકામા કાં પીડાઓ છો ?
નથી ઘરમાં સતિ શાણી, પરાઇ કામ શું આવે;
તમે બસ પારકુ દેખી,, નકામાં પીડાઓ છો ?
નથી પંડિતપણું પુરૂં, નથી જો કાવ્યની શક્તિ;
ગપાટો એક નીણીને, નકામાં કાં પીડાઓ છો ?
નથી જો મારતો શત્રુ, પરાણે કાં ખીજાવો છો ?
હવે બાળો બધી મમતા, નકામાં કાં પીડાઓ છો ?
અવરનું જોઇ જોબનરે ? તમો શાને બળો છોજી ?
જવાનું છે પતંગી એ રંગ, નકામાં કાં પીડાઓ છો ?
ફરીથી પરણવા માટે, બનો આતુર ના બાપા;
નથી કંઈ વંશ જાવાની, નકામાં કાં પીડાઓ છો ?
નવીથી જે નવું પાનું, દુઃખી કરશે અવસ્થામાં;
બગાડી આબરૂ બાપા, નકામાં કાં પીડાઓ છો ?
ચડાવી દાંતનાં ચાકાં, જમો કૈં પાન લે પાકાં;
કલપ કાળો લગાવીને, નકામા કાં પીડાઓ છો ?
કરો શુભ ધર્મ ભક્તિ, વિટમણા જાય આ ભવની;

પિતાજી શું વધું કેવું, નકામાં કાં પીડાવો?
નથી કાયમ રહ્યું કોનું, દુઃખ કે સુખ દુનિયામાં;
કવિ ભઈલાલ પણ કેછે, નકામાં કાં પીડાઓ છો?

*　　　*　　　*　　　*

વચન તારાં વિણી લીધાં, નથી તીખાં મધુરાં છે;
ખરો કુળવાન ઓ દિકરા, સુબુદ્ધિની બલિહારી?
નથી મર્યાદ ત્હેં મુકી, મધુરતાથી કહ્યું મુજને;
દિપાવ્યો ત્હેં મને બાપુ, સુબુદ્ધિની બલિહારી?
ચતુર ચતુરાઇથી તેં તો, મને એકાંતમાં આણી;
રૂડી રીતે મનાવ્યો છે, સુબુદ્ધિની બલિહારી?
બધી વાંકી દયા મારી, અને વાંકા ગ્રહો જે તે;
પતાવી પાંશરા કીધા, સુબુદ્ધિની બલિહારી?
થઈ પ્રલ્હાદના સરખો, બજાવ્યો ધર્મ ત્હેં ત્હારો;
સત્ય કે'તાં ન શરમાયે, સુબુદ્ધિની બલિહારી?
સુધારી ત્હેં બધી બાજી, હવે શ્રીકૃષ્ણને ભજશું;
રહો આશિષ એ સારી, સુબુદ્ધિની બલિહારી?
ખરી દઢ ટેકની ભક્તિ, કરી જ્યાં પ્રાણ આપીશું;
કરીશું યાદ ત્યાં ત્હારી, સુબુદ્ધિની બલિહારી?
જગતમાં તું સમા જેને, સુબુદ્ધિવંત છે પુત્રો;
કહે ભઇલાલ પણ તેની, સુબુદ્ધિની બલિહારી?

---

# હરામનું લુંટનારા પતિને શાણી સતિનો ઉપદેશ ?

## અવરનું લાવશો ના ? ના ? ?

(ગઝલ.)

તમારા પ્રેમનાં મારે, પટોળાં પ્હેરવાં છેજી,
અહો સ્વામી તમો લુંટી, અવરનું લાવશો ના ? ના ? ?
તમારી છાજની મઢુલી, મને તે મ્હેલ સમ લાગે;
નથી ઝુકવું ઝરૂખે રે ! અવરનું લાવશો ના ? ના ? ?
કડાં કંકણ કરણફુલને, હાર વીંટી નથી ગમતા;
સુભૂષણ છો તમો મારે, અવરનું લાવશો ના ? ના ? ?
અમારી ફેશનેબલતા, ભલે છોને પડે ભાંગી;
સદા હું ફાંકડી પતિથી, અવરનું લાવશો ના ? ના ? ?
બધાં જન ભર્ત ભૂમિનાં, તમારાં ભ્રાતને ભગની;
અવર છે એમ જાણીને અવરનું લાવશો ના ? ના ? ?
દયા સર્વે પરે રાખી, પુનિત કર્મો સદા કરજો;
હૃદયમાં રાગીને ચોરી, અવરનું લાવશો ના ? ના ? ?
કૃપાથી કૃષ્ણ જે આપે, સુખેથી તે બધું લેજો;
કદા સદ્ધર્મને ખોઈ, અવરનું લાવશો ના ? ના ? ?
ભલે ભુખે મરી જઇએ, વળી હેરાન છો થૈયે;
તથાપિ ધર્મને રાખો, અવરનું લાવશો ના ? ના ? ?

બધી છે ધર્મમાં સિદ્ધિ, મહા નિધિ અને રિદ્ધિ;
સુવર્તનને ડુબાવી રે ? અવરનું લાવશો ના ? ના ? ?

*  *  *  *

કદી કંકાસ કે કજીયો, કરેના કોઈ બાબતનો;
અહો સુખકાર સ્વામીરે ? તમારા પ્રેમની પ્યાસી ?
વચન લોપું નહિ વ્હાલા, સ્વછંદી થાઉના કોદી;
દયાળુ દેવ ઓ મારા ? તમારા પ્રેમની પ્યાસી ?
બધેથી સાર શોધીને, નાથ તવ સેવના કરતી;
નથી આશા અવર મારે, તમારા પ્રેમની પ્યાસી ?
ગણી પોતા તણી પ્યારી, જરા અળગી કરો નાજી;
અહો દીલદાર મારા ઓ ? તમારા પ્રેમની પ્યાસી ?
પરમ પદને પતિ ભક્તિ, સદે આશીષ ત્યાં રહેવું
ગજલમાં ગાઇને ભઇલો, કહે છે વ્હેલુ તે રહેવુ.

---

# પતિને લાગેલી શિખામણ.

## કહે પ્યારી કયા પુણ્યે.

કહે પ્યારી કયા પુણ્યે, પુનિત કરવા મળી મુજને;
ખરે શું ? દેવની સેવા, અને દર્શન ફળ્યાં મુજને ?
જરૂર શ્રીકૃષ્ણ બેલીએ, ભણાવી મોકલી તુજને;
સુબુદ્ધિ સામટી શાણી, કહે ક્યાંથી તને લાધી ?

પ્રિયા તવ પ્રેમના કિરણો, મને સુબોધતાં ચાલે;
હૃદયને રોમમાં પ્રસરી, અબુધતા ટાળીને મ્હાલે;
ઘણા વિજ્ઞાનની ઘંટા, બજાવી ર્હેં જગાડ્યો છે;
રસીલી જ્ઞાનની ઘંટા, કહે ક્યાંથી તને લાધી !

સતી કહે છે.—

જગતમાં ન્યાય એ ચાલે, હરામી ખાવું તે ખોટું;
નથી હું યોગ્ય કહેવાને, અવરનું લાવશો ના ? ના ? ?
ખરી મહેનત કરી ખાવું, મઝા તેમાં મહા ભારે;
કવિ ભઇલાલ પણ કહેતો, અવરનું લાવશો ના ? ના ? ?

---

# અરે ! દુનિયા દીવાની તું ?

(ગઝલ.)

કરે છે ઠાઠ જ્યાં હાલી, બજાવી તાલ તંબુરા;
ઝુકી શાને ઝુરી પડતી, અરે ? દુનિયા દીવાની તું ?
બરાડે જ્યાં બીજુ ત્રીજુ, ભાવના ભક્તિની ક્યાં છે;
ઝુકાવે ત્યાં પડે ઝુકી, અરે ? દુનિયા દીવાની તું ?
બની ઉપદેશકો મૂર્ખો, ફંદ કરતા બધે ફાવે;
ખુશામતથી ખણખાયે, અરે ! દુનિયા દીવાની તું ?
મુકે જ્યાં વેદની માઝા, વર્ણનો ભેદ ના ભાવે;
હશે કો જાતના સાધુ, કરે કો જાતના ચેલા;

ખવાડે માલ પુડા ત્યાં, અરે ! દુનિયા દીવાની તું ?
વળી કો જાતનો જોગી, ચલમ ફુંકે ચતુરઈથી;
વગાડે શંખ થાળી ત્યાં, અરે ? દુનિયા દીવાની તું ?
પુરાણો શાસ્ત્ર જોવાં ના, કલ્પનાથી કરે કાથા;
અવનવા ધર્મ કાઢે છે, અરે ? દુનિયા દીવાની તું ?
પુજાયે પંડિતો પણ તે, મરે છે મોદકો માટે
વળી કે હાજી હાજી રે અરે ! દુનિયા દીવાની તું ?
તહાં તું રાજી રાજી છે „ „ „
થયો જ્યાં કામ કંટાળો તરત સંન્યાસને લીધો;
ભાગવો ભેખ લઈ, પેરૂ અરે ! દુનિયા દીવાની તું ?
પરખ નહિ મુર્ખ પંડિતની, પરમ નહિ ભક્ત કે ઠગની;
ઝુકાવે ત્યાં ઝુકી જાતી, અરે ! દુનિયા દીવાની તું ?
તને ફક્કડ થઈ ફરવું, ઘણી રીતે ગમે છે રે;
ગ્રહે છે સાર તું ગમતો, અરે ! દુનિયા દીવાની તું ?
તને ધંધા બધા ભાવે, ખરેખર. લુંટી ખાવાના;
કૃપાળુ કૃષ્ણને ભુલી, અરે ! દુનિયા દીવાની તું ?
જમે લઈ પારકા પૈસા, જમાવી ઓફિસો જનરલ;
પછીથી કાણ મડાવે, અરે ! દુનિયા દીવાની તું ?
ઘણાં નાંણાં ઉઝરડે છે, દીકરી આપી ડોસાને
રડાવે રાંકડીને રે ? અરે ! દુનિયા દીવાની તું ?
કરી વ્યભિચારનાં કર્મો, કૃષ્ણ કયારે મળે કહે છે;

મુખેથી મીઠડી હાંકે, અરે ? દુનિયા દીવાની તું ?
નથી આળસ તને થાતી, ધરાતીના જરા ધનથી;
કરે પરમાર્થ તું શાનું, અરે ! દુનિયા દીવાની તું ?
જવાની છે જવાની તું, મુકાશે પોક પણ ત્હારી;
બધા લાડુ પુરી જમશે, અરે ! દુનિયા દીવાની તું ?
મુકી ખટપટ બધી ખોટી, જરા તું યાદ કર આલમં
કવિ ભઇલાલ પણ કે'છે, અરે ! દુનિયા દીવાની તું ?

---

# ( પ્રેમની પીડા પ્રેમી સખીને કહી હલકી ફુલ થાય છે ? )

માથાના મુકુટ હમારા છો પ્રાણથકી મમ પ્યારા—એ રાગ.

( ગઝલ. )

સુણો સાહેલડી મારી, કનૈયાથી પ્રીતિ—મારે ?
ઘણું શું ગોઠવી કે'વું, જીવન ધન એજ છે—મારે ?
હૃદય શણગાર એ વ્હાલા, કલેજા કોર છે—મારે ?
રસિક સરદાર એ મારા, મુકુટપણ એજ છે—મારે ?
સકલ તન ભેટવા માટે, અધીરૂં થૈ રહે—મારે ?
કરૂં ઉપાય શું વ્હાલી ! વિરહ વેઠાય ના—મારે ?
ખરેખર ફાંસ છે મોટી, નણદ સાસુ તણી—મારે ?

થયો સંજોગ એ વરનો. જતાં એકાંતમાં-મારે ?
મુખે મલકી મને કીધું, ઘણું સુખ ચેન છે-મારે ?
બધો સંકેલ સમજી લ્યું, જવું વૃંદાવને-મારે ?
સખી શી પેરથી જાવું, વિકળતા વ્યાપતી-મારે ?
વળી કૈં ના સુઝે બારી, તપત તનમાં ભરી-મારે ?
વગર પૂછે ગયાં જો તો, કહેવું આવી શું-મારે ?
અલી ઉપાય દેખાડું, જવું મહિ વેચવા-મારે ?
સુખેથી ચાલજે સાથે, થશે ત્યાં લાભ પણ-મારે ?
રમી શું રંગરસીયાથી, પરમ આનંદ છે-મારે ?
મળી બે ચાલતાં સાથે, દેખું ત્યાં પ્રાણ ધન-મારે ?
* ભચરડી ભેટી પડીશું રે સુખેથી સંગ ચલ મારે ?
ગતિ આતુર કરી ભેટ્યાં, પહોચે હોંશ સૌ-મારે ?

---

# મ્હેરકર મોંઘવારી તું?

(મધ્ય અવસ્થા વાળા આબરૂદારને મોંઘવારીની મ્હેરબાની.)

(ગઝલ.)

નથી સ્થાવર નથી જંગમ, નથી કંઠી કડાં દોરા;
મળે છે વિશનો મહિનો, મયા કર! મોંઘવારી તું?
અને પરિવાર છે પુરો, છોકરાં પાંચ બે છોડી;

નભાવું કેવી રીતેરે ? મયા કર મોઘવારી તું ?
ખુણે પેશી અમે ખેચે, બીજેના બાતમી દેચે.
આબરૂમાં મરી રૈચે, મયાકર ! મોંઘવરી તું ?
મીઠાળો રોટલો ખાવો, અમોને તે થયો મુશ્કેલ;
પછી ઘી તેલ તે શાનું, મયા કર ? મોંઘવારી તું ?
હતાં બે પંચિયાં પ્હેરણ, વળી એક ગામઠી જોટો;
ગયાં વર્ષ ખરીદેલાં, મયા કર ? મોંઘવારી તું ?
થયાં બે પંચિયાં કેરાં, પાંચ પ્હેરણ અને ચોળી;
લીધું એકેક વ્હેંચીરે ? મયા કર ! મોંઘવારી તું ?
રખોડી રંગમાં રંગ્યુ, ફરજ એક ફાડી જોટાનું;
ગૃહિણીને દીધુ છે રે ! મયા કર ? મોંઘવારી તું ?
બજારે ના ધીરે અમને, છુટક દેવું થયું ઝાઝું;
અમારા હાલ આ દેખી, મયા કર ? મોંઘવારી તું ?
અમે કુળવાન દેશાઇ, મજુરી ના કરી છાજે:
છતાં પૈસો લઈ હળીએ, મયા કર ! મોંઘવારી તું ?
મળે ના છાશનો છાંટો, દુધ ત્યાં દેખવા કેવું ?
નિતિને ધર્મથી ડરીચે, મયા કર ? મોંઘવારી તું ?
અમો વાળુ તણી વેળા, દિવો પણ ના જરી કરીએ;
પછી રે કાલની ચિંતા, મયા કર ? મોંઘવારી તું ?
દશાની વાત છે વસમી, દીકરી નાઈ બે વેળા;
હવેનું વર્ષ કેવું છે, મયા કર ! મોંઘવારી તું ?

જમાઇ પારેખને, છોરો, મણા શી જાનમાં કે'વી;
બધું મુશ્કેલ થઈ બેઠું મયા કર! મોંઘવારી તું?
નજર પહોંચે નહિ મારી, દશા છે લોહના પાયે;
મુઝવણ છેક થૈ આવે, મયા કર? મોંઘવારી તું?
પડોસી પીતરાઈ છે, મહા ધનવાન મદ વાળો;
અમોને તે દબાવેરે, મયાકર! મોંઘવારી તું?
છતાં હું રાંક થૈ તેને, કથા મારી બધી કીધી;
કદાપિ સાંભળે ના તે, મયા કર! મોંઘવારી તું?
ભરમ રાખી બધે ફરતાં, અમારી આબરૂનોરે?
બધો ખુલ્લો કરી નાંખ્યો, મયા કર! મોંઘવારી તું?
કમાઈ વીશની પુરી, વિગત ચોખી કરી આપું;
સુણીલે કાન માંડીને, મયા કર! મોંઘવારી તું?
નવની બાજરી બે મણ, સાતના દોઢમણ ચોખા;
અઠધ મણ દાળ તે ત્રણની, મયા કર! મોંઘવારી તું?
અળધર હીંગને મરચાં, આંમલી ને મળી રૂપીયો.
સરપણ શોધી લાવું છું, મયા કર! મોંઘવારી તું?
નહિં મહિનો પુરૂં ચાલે, ખરીદેલું ખરી રીતે;
તદા અપવાસ શોધ્યા છે, મયા કર? મોંઘવાર તું?
શનીને સોમ બે વૃતના, વળી એકાદશી તો છે;
છતાં ખુટી પડે છે રે? મયા કર! મોંઘવારી તું?
થતાં માંદા નહીં લાવું, મરી સુંઠ હરડ કરીયાતું;

નથી ઘરમાં પઈ પૈસો, મયા કર ? મોંઘવારી તું ?
દિવસ કેરી તણા ચાલે, તથાપિ લઇ લીધી બાધા;
વહાલાં બાળ સમજાવ્યાં, મયાકર મોંઘવાર તું ?
દીવાળીના દિવસમાંરે ! મનાવું શોક દાહાનો,
તથાપિ બાળકો રોતાં, મયા કર ! મોંઘવારી તું ?
બધી વાંકી દશા તો પણ, મહા સુખ એક છે મુજને;
સતિ શાણી મળી મુજને, મયા કર ! મોંઘવારી તું ?
કરે છે સ્હાય સંકટમાં, મુંઝાતાં ધીર આપે છે;
મને દુઃખમાં દીલાસો એ, મયા કર ! મોંઘવારી તું ?
પીયર ધનવાન્‌ની પુત્રી, રહે ઘાટી સદા ઘરમાં;
તથાપિ સુખ દેતી તે, મયા કર ! મોંઘવારી તું ?
મને કહે ધર્મ એ ધન છે, બધી વાતે દુઃખી દુનિયા;
મુઝાશો ના મુકુટ મારા, મયા કર ! એક મોરારી ?
કૃપાળુ કૃષ્ણ વિણ બીજે, દયાની યાચના ખોટી;
ભજી લ્યો એજ ભવ તારણ, મયા કર ? એક મોરારી ?
કૃપા શ્રીકૃષ્ણની થાતાં સરવ સ્હેલું થશે સ્વામી;
બધાના એજ છે બેલી, મયા કર ! એક મોરારી ?
સુદામાની સુણી પોતે, વિદુરની વાત રાખી છે;
નિવારી પીડ પાંડવની, મયા કર ! એક મોરારી ?
નથી પુરૂષાર્થ નભવાનું, ધણીએ ધાર્યું તે થાશે;
લલાટે જે લખી મૂક્યું, મયા કર ! એક મોરારી ?

નથી કાયમ નભ્યું કોનું, દશાનન કે દુશાસનનું;
નભાવે નાથ તો નભીયે, મયા કર! એક મોરારી?
પુનમનો ચંદ્ર પણ પડવે, પડીને તે ઉગે છે રે!
અદલ ન્યાયી નિરંતર છે, મયા કર! એક મોરારી?
અહો સ્વામી ભુખે મરીને, પડે તો પીંડ પડવા દો;
સહી સૌ સુખી થઇ રેવું, મયા કર! એક મોરારી?
નથી કંઇ યાચના કરવી; જગતનો અંતરાત્મા એ?
કરે ઘટતું બધુ જાણી, મયા કર! એક મોરારી?
મુકી સૌ જલ્પના જુઠી, સર્વ ભાવે પ્રભુ ભજવા;
કવિ ભઈલાલ પણ કે છે, મયા કર! એક મોરારી?

---

# નબળો ધણી રાંડ ઉપર સુરો.

## થવાનું તે થયું સ્વામી?

### —ગઝલ.—

તમે મારો પછાડો કે, મને છુંદી કરો કટકા;
તથાપિ ના મળે પાછું; થવાનું તે થયું સ્વામી.?
ચસક આવી મને પગમાં, પડયું ઘી હાથથી મારે?
પડી નીચે ભ્રમર ખાતાં, થવાનું તે થયું સ્વામી.
જરા જુઠું નથી આમાં, અરે કાકાજી દેખે છે?

હવે કંકાસ ના કરશો, થવાનું તે થયું સ્વામી.
પુછો એ પેર ઢળવાની, પછી મારો ખીજો મુજને,
કરૂં શું હાથથી લથડયું, થવાનું તે થયું સ્વામી?
તપાવેલું તરતનું તે, ગયું ધુળમાં તરત પેશી;
થયું નુકશાન તે સમજુ, થવાનું તે થયું સ્વામી?
મરે જો છોકરો મો'તે, કહો કેવી રીતે કરીયે;
પડે છે શાન્ત સૌ સમજી, થવાનું તે થયું સ્વામી?
નથી શું જાણતા પોતે, છઉં એ જીવહોતી હું;
ઘણા ગડદા લગાવો ના, થવાનું તે થયું સ્વામી?
નથી મારૂં સગું કોઈ, પિયર મોસાળ કે બીજે;
તમે સરદાર છો મારા, થવાનું તે થયું સ્વામી?
કચરડી દાંત પીસો કે, લગાવો ચાબખા સોટા;
ભચરડી ભીંતમાં ભચકો, થવાનું તે થયું સ્વામી?
મને મારી પીલી નાખો, તમોને લાભ શું મળશે;
ઢળેલું ધુળ થૈ બેઠું, થવાનું તે થયું સ્વામી?
નથી સાસુ નથી નણુદી; દયા મારા પરે લાવી;
તમોને વારે કો આવી, થવાનું તે થયું સ્વામી?
રમણુના રોગમાં ખર્ચ્યું, મદન તો છેક છે માંદો;
ખરચમાં શું રહી ખામી, થવાનું તે થયું સ્વામી?
કરમમાં લાભ કે હાની, ટળે નાં ટાંક માર્યો તે;
બધું જાણો તમો પોંતે, થવાનું તે થયું સ્વામી?

તમો પંડિત સુધરેલાં, વિવિધ ઇતિહાસ પણ જાણો;
વિતાવો કાં વખત ખોટો? થવાનું તે થયું સ્વામી?
નિયમને ન્યાય ક્યાં છેરે, ગરીબનો ન્યાય કોર્ટમાં;
સબળને માફ છે સર્વે, થયું હાવે થવાનું તે?
હવે આ કલેશ ના કરતાં, કૃપાળુ કૃષ્ણને ભજીયે;
તપી જાવું બધું તજીયે, થયું હાવે થવાનું તે?
જરૂર કલ્યાણની ઘડીયો, રૂડી એમાં રમી રહી છે;
કવિ ભઇલાલ પણ કે'છે, થયું હાવે થવાનું તે?

---

# ઉત્કંઠિતા.

## —ગઝલ.—

અહા ઓ? ઇશ્ક સેલાણી, સફર, ક્યાં?? લગાવો છો?
વિરહની વેદના આપી, અમોને કાં રીબાવો છો?
નથી અપરાધ કીધાં તો, રસિકજી કાં રડાવો છો?
તમારાં ચશ્મ મીઠાં તે, કહો? ક્યાં? ક્યાં?? ભરાવો છો?
મધુરા હાથથી બાથો, ભરીને, ક્યાં? બરાવો છો?
મનોહર જે મૃદુ છાતી, ઝુલાવી, ક્યાં; જડાવો છો?
હૃદય રસ પૂર્ણની વાતો, રસીલા ક્યાં? ખીલાવો છો?

થનક થૈકારના શબ્દો, કહો? કયાં? કયાં! સુણાવો છો?
તરજને તાન મુર્છના તે, સુરીલા કયાં? મીલાવો છો?
લટકતી ચાલ ચાલીને, ચતુરઈ કયાં? બતાવો છો?
ધુમાવી ગોફણો શિરનો, ગરવ કયાં? કયાં?? ધરાવો છો?
ભુજા ઉંચી નચાવીને, હૃદય કયાં? કયાં?? નચાવો છો?
રમણજી રાસને હોળી, રસિકડી કયાં? રચાવો છો?
મધુરાં માનવંતાને, મનોહર? કયા? મનાવો છો?
કરી સંકેત સુખકરજી, જપીને કયાં? જપાવો છો?
મદેલી માનની ગતિએ, ચરણને કયાં? ચલાવો છો?
નખક્ષત ચિન્હ ચારૂતે. કહોની કયાં? છપાવો છો?
મહા અદભૂત મોહન ઓ? મદન કયાં? કયાં?? જગાવો છો?
સુરત સંગ્રામની સુરખી, સુધર કયાં? કયાં?? ચડાવો છો?
મદન ઘડ જીતના ડંકા, મદનજી કયાં? બજાવો છો?
વગર ગુણની ઉરે માલ., ધરી તે કયાં? ઘડાવો છો?
લલિત સર્વાંગ લાડીલું, લલિત કયાં? કયાં?? લડાવો છો?
વિયોગી વેદના વસમી, અભણને કાં? શિખાવો છો?
પડે ના ચેન દિન રજની, ધિકયાંને કાં? ધિકાવો છો?
ગતિ ઘાયલ કરીનેરે? અમોને કાં? ધુમાવો છો?
તમો ભઇલાલના સ્વામી, સલુણા શ્યામ કા'વો છો?

---

# ભૂખ્યો બ્રાહ્મણ અને જમવાની વાર.

" क्षुधातुराणां न भयं न लज्जा "

" ભૂખ્યો બ્રાહ્મણ ગામ બાળે "

—ગઝલ—

પરોસ્યું પ્રેમ પાતળમાં હવે ઠંડુ પડે છે તે;
પરોશી પ્રેમથી પાતળ હવે ઠંડી પડે છે તે;
કહોને ઢીલ છે શાની, નથી કે'તા જમી લ્યોને ?
બધો વિચાર કરવો તો, પહેલાં નોતરૂં દેતાં;
હવે તો પેટમાં લાગી, નથી કે'તા જમી લ્યોને ?
નથી જાતા અમો જમવા, નનકડાં બાળ મુકીરે;
બધું જાણી બકાવોકાં ? નથી કે'તા જમીલ્યોને ?
વિના આમંત્રણે આવ્યા, નથી મિષ્ટાન દેખીને;
દુભાવો છો હવે શાના, નથી કે'તા જમીલ્યોને ?
મુકો મન મોકળું મોટા, દિસે પરિવારમાં મીંડું;
થયાં એંશી કે પંચાણું, નથી કે'તા જમીલ્યોને ?
જીકર કરતાં જુદી થાશે, હવે બસ શેઠજી ચંપી;
ભલા થઇને કહોછો કે, નથી કે'તા જમીલ્યોને
અમે આપુસમાં કરશું, જમીને રાણીજીકી જે;
પછી રૂડી રીતે જમશું, નથી કે'તા જમીલ્યોને

જમીને આપશું આશિષ, રહો ચેંપી પણું કાયમ;
વળી એ યાદ પણ કરશું, નથી કે'તા જમીન્યોને ?
ગજાવી જે ઘણી રીતે, પરસ્પરની રજા માગી;
જમતાં હાસ્ય પણ કરતા, નથી કે'તા જમીન્યોને ?
જમી ઉઠયા વળી જ્યારે, પઈ પઈ દક્ષણા આપી
તદા તો ખડખડી કે'છે, નથી કે'તા જમીન્યોને ?
ગયા સૌ ઘેરને ચૌટે, કચેરી કોરટે કો કયાં;
તહાં પણ યાદ એ કરતા, નથી કે'તા જમીન્યોને ?
ચતુર એ ચેંપીની પાસે, ગઝલ આ કોઈ ના ગાશો;
વળી ના યાદ કરશોરે ! નથી કે'તા જમીન્યોને ?

---

## પ્રભુના પ્રેમમાં મસ્તાન.

### જવુંએ કુંજને દ્વારે, મધુરી કુંજના દ્વારે ?

### ( ગઝલ. )

બજાવે બાંસુરી કાનો, મધુરી કુંજના દ્વારે ?
સુણી એ નાદની લ્હેકી, તદાનું દીલ ગયું બ્હેકી;
ગુરૂજન છો બધા વારે, જવું એ કુંજને દ્વારે ?
ચતુરઈ હું બધી ચુકી, કૂરે કૂળ ધર્મને મુકી:
બધું છોડી જવું મારે, મધુરી કુંજને દ્વારે ?

ભવનમાં ભાન વિણુ ભટકું, ફૂટે પાણી જતાં મટકું;
હૃદય ધિકી ઉઠે ભારે, જવું એ કુંજને દ્વારે ?
વિખ સમ શિખ લાગે છે, વળી બે ચેનીં જાગે છે;
કતલ થૈછું વિરહ ધ.રે, જવું એ કુંજને દ્વારે ?
વિકલ ચિત કામ નહિ સુઝે, પિયા વિણુ ગ્રામ વન ખુઝે;
હૃદય ગત કૃષ્ણુ ગા ગારે, જવું એ કુંજને દ્વારે ?
નથી લાગી જરા જેને, કહો તે દર્દ શું જાણે;
ભલે છો કે'વું કહે હારે, જવું એ કુંજને દ્વારે ?
વગર સાધન વિના ધર્મે, તરી છું એમ લાગે છે;
જવું ભવસિંધુની પારે, મધુરી કુંજના દ્વારે ?
બધો તોડી દઈ નાતો, ગઇ સૌભાગ્ય મદ ધારી;
થતો જ્યાં રાસ થૈ થારે, મધુરી કુંજનો દ્વારે ?
તિગડતાથૈ મુખ બોલે, પ્રેમરસ મસ્ત ઉર ખોલે;
મિલાવે સારી ગમ સારે, મધુરી કુંજના દ્વારે ?
પરમ આનંદમાં ભીઝી, કૃષ્ણુ આલિંગને રીઝી;
થઇ છે હાશ હા! હારે, ગઇ એ કુંજના દ્વારે ?



# પ્રભુના નામનું રટણ કરવા જીવૂાનો ઝઘડો.

તુઝે હરદમ કહા હું કહે?

( ગઝલ )

ઝબાં શ્રીકૃષ્ણ કહે લેરી. તુઝે હરદમ કહા હું કહે ? ટેક૦
ખુશામત એહિ ખાતરહેં, ઝપાટો જુલ્મ નાતરહેં;
પિયાવે બિહું કાતરહેં, તુઝે હરદમ કહા હું કહે ?
નહિં હેં મ્હેલ જે તેરા, ખજાના જાન મત મેરા;
સુફલ કર જીંદગી ફેરા, તુઝે હરદમ કહા હું કહે ?
પુરા આયુર્દા હોગા, ચલી તું જાયગી વેસેં;
કરેંગી કહા પીછે કેસેં, તુઝે હરદમ કહા હું કહે ?
દયાળું દેત હેં તોકું, તબે તું પેટ ભરતી હેં;
ઇનોકે છોડ કયા કરતી, તુઝે હરદમ કહા હું કહે ?
તુઝેકોં દંડ બસ દેંગે, મુખસેં તોડકેં લેંગે;
કૃપાળુ કૃષ્ણકોં દેંગે, તુઝે હરદમ કહા હું કહે ?
નહીં બશ ધર્મ સાધનસેં, નહીં બશ યોગકેં વ્રતસેં;
યહી બશ પ્રેમકી ગતસેં, તુઝે હરદમ કહા હું કહે ?
ગુજારી સો ગુજર ગઇ હેં, ગુના સબ માફ હેં તેરા;
અકલસેં કરરિ ઉજેરા, તુઝે હરદમ કહા હું કહે ?
દિવાની મત બને અબતું. દીલાવરકોં દીલોં દે ! દે ? ?
કવિ ભઇલાલ યહ કહે તે, તુઝે હરદમ કહા હું કહે ?

# રાધિકાજીએ શ્રીકૃષ્ણનું કરેલું રોકાણ.

## બિહારીજી ઉભા રહોને ?

### (ગઝલ.)

કહું કે વાતડી હું તો, બિહારીજી ઉભા રહોને ?
મધુવનમાં મને મળીયા, તપે તન તે દિવસથી આ;
કહું કયાં વેદના વિરહી, બિહારીજી ઉભા રહોને ?
ફટકતી હું ફરૂ વનમાં, પડે કળ ના કદી તનમાં;
કહે છે ઘેલી, સાજનમાં, બિહારીજી ઉભા રહોને ?
નથી ચિત્ત ચોટતું ઘરમાં, કરૂ કયાં દુઃખની વાતો;
હૃદય હરનાર ઓ વ્હાલા ? વિહારીજી ઉભા રહોને ?
પડે છે કાનમાં પડઘા, તમારી તાનના પળ પળ;
પરોવે તાનના શરમાં, બિહારીજી ઉભા રહોને ?
કરૂ ઘર આંગણું હું તો, વિકાગતા ના બને કે'વી;
કહોને કયાં સુધી રહેવું, બિહારીજી ઉભા રહોને ?
ચતુરને શું વધુ કહીયે, કરી તો પાળીયે પ્રીતિ;
શરણ વત્સલ દયાલુ રે ! બિહારીજી ઉભા રહોને ?
તમારે તો હજારો છે, અમારે એક છો સ્વામી;
મધુરૂ બોલનારાઓ, બિહારીજી ઉભા રહોને ?
ખરે સર્વાંગમાં આપે, કપટ ગુણ રૂપને રાખ્યું;
હસનથી હાલ આ કીધા, બિહારીજી ઉભા રહોને ?

કટાક્ષે કોતર્યું મારૂં, કલેજું તોય ના છોડે;
હજુ શું રહિ ગયું બાકી, બિહારીજી ઉભા રહોને ?
વગાડો વાંસળી મધુરી, સુણી વિવેક છુટે છે;
દરદ આ દર્દી કો જાણે બિહારીજી ઉભા રહોને ?
સદા ભઈલાલના સ્વામી નિભાવાનું કહી ઉભા;
કૃપાલુ ધરણીધર પોતે, ખરૂં સુખ આપવા ઉભા ?

---

# આશુક માશુક.

(ગઝલ.)

મને ઘાહેલ કાં કીધી તમારી ચશ્મ તલવારે ?
પિયા......................હા !..........ચશ્મ તલવારે ? ટેક.
નથી ઘા લાગતાં જાણ્યું, તિર તન વેધતાં માણ્યું;
મુકી હદ ગુપ્ત ઘા માર્યો, તમારી ચશ્મ તલવારે ?
ગતિ છે તિરની વાંકી, કહો એ કેમ ખેંચાશે;
હૃદય ભીતર કતલ કીધું, તમારી ચશ્મ તલવારે ?
ખરે લ્હો બાણ પણ આવું, ઝખમ ચોગમ નહિં કરતું;
હવે તો છેક મારો રે ! તમારી ચશ્મ તલવારે ?
થઇ છે વેદના તેની, નથી કંઈ વાત કે'વાતી;
અનોખું કામ કીધું છે, તમારી ચશ્મ તલવારે ?

અબળ પર વિરતા દાખી, કપટથી પ્રેમીને પીડો;
કરો એ કામ બહુ ખોટું, તમારી ચશ્મ તલવારે ?
રસિક સરદાર પણ લાજે, નહીં એ આપને છાજે;
ભલે હું છો ખતમ થાતી, તમારી ચશ્મ તલવારે ?
થઇ આધીન શિરનામી, પડી છું શર્ણમાં હું તો;
કરી લયો જે રૂચે કરવું, તમારી ચશ્મ તલવારે ?
અમે ભઈલાલના સ્વામી, ચરણમાં શિશ આ મુકયું;
ઘટે જે તે બધું કરજો, તમારી ચશ્મ તલવારે ?

---

## " જરા વિચાર કર ? "

( રાગ ભૈરવી—સારંગ. )

અથવા

—( રાગ. નરસિંહ મહેતાની લાવણીનો. )

નથી સંગ તારો કરનારાં, જે લાવું તે લુંટી ખાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘરને બહાર ધુમાય;
રંક તણાં તું ગળાં રેંશીને, પ્રપંચથી કરતો પેદાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ધુમાય ? ૧
પાપ પોટલું અવર ન ઉચકે, જો દી ત્હારો પ્રાણ પલાય;
માફ કર્યાની મુકો આશા, નથી ઘેલો શ્રીગોકુલરાય;
ઠગ વિદ્યા તેં ઠીક ઠાઠવી, કંઈ કીધા હસ્તા રોતાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ધુમાય ? ૨

કપટ કરીને ચપટ સુવાડયા, કૈંક જનોની લીધી હાય;
ખાઈ હસે પરિવાર બધો તુજ, પાપ કર્યું ના વાંટયું જાય;
મુરખા તું ના મરવું ધારે, તેથી જુઠાપણે તણાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ઘુમાય ? ૩
પાડોશી લડવા આવે ત્યાં, તુજ ખાનારાં કરતાં સ્હાય;
નહિ તે યમના માર મુકાવે, ના જીવતનાં દાન દેવાય;
એવાથી તું અમથી મમતા, રાખી દીલમાં કાં દુભાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ઘુમાય ? ૪
અછો છાયાં કરે સગાં તુજ, જ્હાં સુધી તું શેર કમાય;
દૈવ કોપથી અંધ પાંગળો, થતાં પરીક્ષા સૌની થાય;
પુછો જઇએ પેર વિત્યાની, જેને વિતે જગની માંય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ઘુમાય ? ૫
અણ ચિન્તવ્યો કાલ જવર ચઢતાં, કંપારી છુટશે તુજ કાય;
તિવ્ર વેદના ત્રિદોષ કેરી, થતાં પરીક્ષા સૌની થાય;
માટે સત પંથે પળી જાતું, કરી લે ચિતમાં હરિની સ્હાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ઘુમાય ? ૬
પ્રાણ ઉડી જાતાં તુજ પ્યારી, પુત્ર અને વ્હાલી માતાય;
કહેશે આ ખોખા ને કહાડો, ઘરમાં રાખ્યું ના સ્હેવાય;
કયાં ગઇ પ્રીતિ એ પ્રમદાની, પુત્ર પૂળો મૂકે મુખ માંય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ઘુમાય ? ૭
સત્ય ધર્મને દયા દીનતા, લાવી છોડો છળ વિદ્યાય;

પરોપકારને પ્રભુ સમર્પણ, કરતાં કૃષ્ણ ઘડી પલ ગાય;
ભઈલાલ કહે ભગવદ્ ભકતોની, સંગત કરતાં ભાગ્ય ફળાય;
પાપ તણો બોજો માથે લઇ, શે તું ઘર ને બહાર ઘુમાય ? ૮

## કહેણી એવી કરણી રાખવી.

### --રાગ નરસિંહ મહેતાની લાવણીનો.--

ખરે ખલકને સુધારવાનો, શોખ સૌને છે ઉત્કટ;
તેથી પરનું સુલેહ કરવા, તત્પર થઇ જાતા ઝટપટ;
દુર્વ્યસનીનાં દુઃખ ટાળવા, વિચારની આવે લપટ;
પણ પોતાના ઘરની પીડા, જોતાં લાગે છે વિકટ. ૧
પરોપકારનાં ભાષણ ભુંકે, કરતાં વિધવિધની ખટપટ;
ભલે ભાષામાં ભભક વાપરી, ઉપદેશો કરતા બેફ્ટ;
કરી અને કરતા જે કરણી, તે જાણે અંતરનું પટ;
ખરે પોતાના ઘરની પીડા, જોતાં લાગે છે વિકટ. ? ૨
ભ્રાતૃ ભાવ સૌ જનમાં રાખો, કહીયે એવું સીધું સટ;
ઘરનો કલેશ કયાં જઇને કેવો, છુટે જ્યાં માઝા વહિવટ;
કવિ ભઈલાલ કહે વિરલાની, કહેતા એવી કરણી થાય;
ખરે પોતાના ઘરની પીડા,તે પણ જોતાં ના જ જણાય ? ૩

# પતિવૃતા ?

## —રાગ. નરસિંહ મેહેતાની લાવણીનો—

પતિવૃતા નારી નિજ પતિને, સર્વે સુખડાં આપે છે;
વિવેક વિનય ભૂષણને ધારી, ઉત્તમ કુળ કરી સ્થાપે છે. ૧
પતિવૃતા નારી નિજ પરિકર, કેળવતી રૂડી રીતે;
શોધી સાર જગમાંથી રૂડો, ખાલવતી પરિકર ચિતે, ૨
પતિવૃતા નારી દીપાવે, વિત વિણ રંક પતિઘરને;
પતિવૃતા પ્રભુથી પણ પ્યારી, કહે ભઇલો લાગે વરને. ૩
પતિવૃતા પતિની ભક્તિ સમ, અવર નહી ઉરમાં ધરતી;
વેણ પુષ્પથી સૌને વધાવી, વટ વ્યવહારે અનુસરતી. ૪
પતિવૃતાની છાયા સૌ પર, યોગીથી જબરી પડતી;
ધન્ય સુવર્તન સહજ સ્વભાવિક, શુભકીર્તિ જગ ગડગડતી. ૫
પતિવૃતા કદી હઠકે કજીયો, પ્રપંચ કલેશ કંઇ ના જાણે.
પ્રભુ રાખે ત્યમ પતિની સંગે, કહે ભઇલો સુખ દુખ માણે. ૬
પતિવૃતા ગુરૂજનની લજ્જા, મનથી લોપ કરેજ નહીં;
માન વધારી પતિનું જગમાં. સર્વેથી સરખી જ રહી. ૭
પતિવૃતાને મળે સંપતિ, પણ ના ગર્વ ઉરે ધારે;
આવ્યાને આદર આપીને, નિજ ધર્મને સંભાળે. ૮
પતિવૃતા કોહિનુરથી પણ, કોણ ગણેના કહો માંઘી;
જગમાં ફરી જાતાં જ જણાયે, એથી સૌ વસ્તુ સોંઘી. ૯

---

# પતિવૃતાની સખી પ્રતિ ઉકિત

—ગઝલ—

અહાબેની હું તો કયાંઇ, પતિ વિણુ સુખ ના લેખું;
નથી પ્યારો પતિ જેને, મરેલી જીવતાં દેખું. ૧
પતિ વિણુ શૂળીના સરખું, મને તો છેક લાગે છે;
પતિના સુખમાં મારાં, સદા સૌ સુખ જાગે છે. ૨
પતિ વિયોગણી બનતાં, ધિક્કું વિરહાગ્નિથી પુરી;
પતિવિણુ ના ઉઠે મારે, હૃદયમાં વાસના બુરી. ૩
પતિના પ્રેમમાં ભીજું, ભીંજાવું પ્રેમરસ રેડી;
સમયપર પ્રાણુને દેતાં, હૃદયગતિ ના કરૂં ટેડી. ૪
પ્રભુ સરખા મને પ્યારા, હૃદય શણગાર એ મારા;
મતિ મારી નિરંતર રે! વહે જયમ ગંગની ધારા. ૫
વચન પતિનું નહિ લોપું, હૃદયને પ્રેમથી આપું;
કરીને કલેશ કે કજીયો, પ્રિતમથી ના કદા કાપું. ૬
પતિનો પ્રેમ રસ પીતાં, પળે પળ હું રહું પ્યાસી;
ઉઠાવું આજ્ઞા એવી, બનીને સદ્‌ગુણી દાસી. ૭
પતિ વિણુના બધા વૈભવ, મને તો તુચ્છ લાગે છે;
પતિવૃત ધર્મ સાચવવા, નિરંતર પ્રેમ જાગે છે. ૮
સખી મમ સુખની રેખા, જણાવું શું તને ઝાઝી.
કવિ ભઇલાલની શિક્ષા, સતિના મનમાં લાગી. ૯

# " મસ્તાન "

## કૃપા કિરતારકી ચહીએ

### ( ગઝલ. )

નહીં ડરના કીસીસેં હો, કૃપા કિરતારકી ચહિયે ?
ધરા પૌં સો ધરા ચહિયે, યદી પીછા ન ફિર લહિયે;
કલેજા શત્રુકા દહિયે, કૃપાકિરતારકી ચહિયે ?
અહા બસ વો બની જાની, પ્રભુસેં ચિત મન સાની;
સુફલ વ્હેગી વ જીંદગાની, કૃપા કિરતારકી ચહિયે ?
વિજય ધ્વજ બેગ ફરકાના, બજાકે ડંક નિશાના;
કફર કબીલ વ્હે જાના, કૃપા કિરતારકી ચહિયે ?
પરમ પદસેં પ્રીતિ કરના, મરનસેં નેક નહિ ડરના;
નિતિ ઓર ભક્તિસેં લરના, કૃપા કિરતારકી ચહિયે ?
જરૂર તુમસેં બર્ના રંગા, બહો બલવીર બલદેગા;
અરિ આકે તુબા કેંગા, કૃપા કિરતારકી ચહિયે ?
સદા સોહાગમેં ફિરકેં, પ્રભુ કે શરણમેં ગિરનાં;
પિછે ભવસિંધુસેં તિરના, કૃપા કિરતારકી ચહિયે ?
સુભાશિષ માનના મેરી, મતિ પંગુ ન હો તેરી;
બજાના શૂરકી ભેરી, કૃપા કિરતારકી ચહિયે ?
કબુ નહીં ચિતસે ચુકના, ઝુકા તાપેં સદા ઝુકનાં;
લિયા વ્રતસો નહી ચુકના, કૃપા કિરતારકી ચહિયે ?
યહિ ભઈલાલકા કે'ના, રખે જ્યોં રાજ ત્યોં રે'ના;
દિલાવરકોં દિલોં દેના, કૃપા કિરતારકી ચહિયે ?

# પત્ની કહે છે કે પ્રભુને કેમ ના ભજો ?

(ગઝલ.)

પતિ—

કહે શાથી પડયું વાંકું, અરે ઓ ! માન કરનારી ?
કળાએના હૃદય તારૂં, કહે શાને રીસાયે તું ?
હતી તું શાંતને શાણી, વળી પ્રેમાળ પણ તેવી;
મધુર મમ પ્રાણ પ્યારી ઓ ! કહે શાને રીસાયે તું ?
ભ્રકૂટિ વ્હાલની ખેંચી, હૃદય રીઝાવતી મારૂં;
અધર રસ પ્રેમથી પાતી, કહે શાને રીસાયે તું ?
ઘણા સદ્ગુણને ધારી, મને તેં તો દિપાવ્યો છે;
હવે નીચા નયન ઢાળી. કહે શાને રીસાયે તું ?
તિજોરી મેં તને સોંપી, કબાટોની કુંચી પણ તે;
હજી શું રહિ તને ખામી, કહે શાને રીસાયે તું ?

* * * *

પત્ની—

નથી ત્રીજોરીની કુંચી; પિયુ કર ઝાલવી ગમતી;
મતિ હરિથી કરો ભમતી, મને એ રીસ આવે છે ?
તમે પેદા ઘણું કીધું, તથાપિ ના ધરાયાજી;
જગત આધાર ના જાણ્યા, મને એ રીસ આવે છે ?
તમે જેવી દશામાં રે ? મને તેવી દશા વરતી;
ધિકી અફસોસમાં બળતી, મને એ રીસ આવે છે ?

તમે સરદાર છો મારા, મુખે હું શું કહું દાસી;
રહું તમ પ્રેમની પ્યાસી, તથાપિ રોસ આવે છે ?
દિવસ દેખાડશો ક્યારે ? હવે વ્હાલા મને એવો;
હરિ રસને પીવા માટે, મને એ સારૂં લાગે છે ?

પતિ—

ખરા કર્તવ્યમાં દોરે, વચન તારાં વિણી લીધાં;
મધુરાંને મીઠાં છે એ, પ્રિયા મમ પ્રાણ વ્હાલી રે ?
મુકી સૌ જલ્પના જુઠી, હવે જગનાથને જપ શું;
ખરા ભકતો મહી ખપ શું, પ્રિયા મમ પ્રાણ વ્હાલીરે ?
પ્રિયા તન મન અને ધનથી, પ્રભુની સેવના કરવી;
તજી દૈ વાસના વરવી, પ્રિયા મમ પ્રાણ વ્હાલી રે ?
હવે સર્વોત્મભાવોથી, વ્રજાધિપના થઇ રહિ શું;
ગુણો એ સ્વામીના ગૈ શું, પ્રિયા મમ પ્રાણ વ્હાલી રે ?
નથી પર કૃષ્ણથી બીજું, નિવેદન ત્યાં કરી દેવું;
કહે ભઇલાલ પણ એવું, પ્રિયા મમ પ્રાણ વ્હાલી રે ?

---

## ( લીલામ જે વધે તે લે. )

### " કન્યાવિક્રયનો કકળાટ "

વિચારો બાપજી મારા, હવે તો મારો કે તારો;
તમારી ભૂખને માટે કરશો ના વિક્રય મારો;

બહુ કહેતાં શરમ લાગે, તથાપિ લાગણી દાઝે
વદતાં મુખ મારૂં લાજે, કરશો ના વિક્રય મારો;
મને ના વેચશો, બાપા, થશે એ ધર્મ તો ન્યારો;
મનિ કલદાર લેવાને; કરશો ના વિક્રય મારો ?
બધી મેં વાત જાણી છે, નગરમાં તે ગવાણી છે;
ગરિબડી ગાય જાણીને, કરશો ના વિક્રય મારો ?
વરસ હું તેરની બાળા, વરસ તાંણું તણા વરને;
તમો શું આદરો મરતાં, કરશો ના વિક્રય મારો ?
મને કાળાગૃહે નાંખી, તમે રહેશો બધું સાંખી ?
થવા કલદારનો ઝાંખી, કરશો ના વિક્રય મારો ?
અરે એ ઉંટને કોટે, બકરી ના આવે જોટે;
ચડો ના માર્ગ એ ખોટે, કરશો ના વિક્રય મારો ?
કમર એ વૃદ્ધ શું બાંધે, મને વરવા મતિ સાંધે;
ઘણો ધિક્કાર આપો રે ! કરશો ના વિક્રય મારો !
અધર્મીના વિચારે રે ? અવસ્થાને લગારે રે;
ગરીબડી આ પુકારે રે, કરશો ના વિક્રય મારો ?
વૃદ્ધને પુત્ર છે મોટા, છતાં વિચારશા ખોટા;
સમજ વિણ વાળતા ગોટા, કરશો ના વિક્રય મારો ?
નથી મમ માત કે દાદી, તમોને શીખ દે સાદી;
ઘણું શું ગોઠવી કેવું, કરશો ના વિક્રય મારો ?
દયા દીલમાં બતાવો રે, પિતાજી ના રોબાવોરે;

હવે એ વૃદ્ધની પાસે, કરો લીલામ ના મારૂં ?

પિતાજી—

ખરેખર હું મરૂં મારૂં, વધુ સાંખીસ ના તારૂં;
થશે થાવું બધું સારૂં, હવે બસ બોલ માં વારૂં ?
થયું છે ગામમાં દેવું, હજુ ભાઈ બે કુંવારા છે;
તને શું કહે બધુ કહેવું ? હવે બસ બોલમાં વારૂં ?
શીખી કયાં ચાવળી વાતો, મને વિચાર એ થતો;
રૂડો જોડાય છે નાતો, હવે બસ બોલ માં વારૂં ?

*    *    *    *    *

બાળકી—

ઘણું ના કોપશો બાપા, નનકડી બાળકી સામું;
ભલે કરજો ઘટે તેવું, ચરણમાં શીશ આ નામું ?
પિતાને એટલું કહીને, ગઈ એકાંતમાં બાળા;
રડી મરવા હૃદય કરતાં, જપે જગનાથની માળા ?

---

# સમય વિણુ તે નહી શોભે ?

( ગઝલ. )

ઘણા લાલા ગરમ શાલો, ઉંનાળામાં ફરે ઓઢી;
ચડે ફળીયે જતાં ઘોડી, સમય વિણુ તે નહી શોભે ?
મરેલા શબ તણી આગે, નિરંતર શોક દેખાયે;

પછી જો ગીત ત્યાં ગાયે, સમય વિણ તે નહી શોભે ?
ઉભય ડાચાં ગયાં બેશી, પડી કરચોલીયો અંગે;
જવું નવયૌવનાં સંગે, સમય વિણ તે નહી શોભે ?
થયા લંગોટીયા જોગી, હતા ગૃહસ્થાશ્રમે ભોગી;
થતાં જુવતી તણા ભોગી, સમય વિણ તે નહી શોભે?
અઢારે અંગનાં વાંકાં, કહો શું રૂપ કે'વું ત્યાં;
પછી વરણાગીયો કરવી, સમય વિણ તે નહી શોભે ?
ગ્રહી આચાર્ય પદ પોતે, જહાં સદ્‌બોધને કરવો;
નવિન નિત નારીયો કરવી, સમય વિણ તે નહી શોભે ?
કરી ટીલાં અને ટપકાં, ભગત થૈ ને જગત ફરવું;
ખપે ના ચીજ તે ખાવી, સમય વિણ તે નહી શોભે ?
ભલા થૈને ભીખી ખાતાં, અભિમાની થવું ખોટું;
કવિ ભાઇલાલજી કહે છે, સમય વિણ તે નહી શોભે ?

---

# સાસરે જતી પુત્રીને માતાની શીખામણ?

## શીખામણને સુણી બેટા સુખેથી સાસરે જાવો ?

### (ગઝલ.)

શીખામણને સુણી બેટા, સુખેથી સાસરે જાવો ?
થજે ડાહી અહો દિકરી, ન કરશો કોયથી ઝિકરી;
મમત હઠ નાંખજે તું પરિ, સુખેથી સાસરે જાવો ?

નણુદ સાસુ તણી શીક્ષા, પ્રમાણે કામ સૌ કરશો;
સ્વતંતર ના થશો બેટા, સુખેથી સાસરે જાવો ?
અરે ! છોકરપણું તારે, અમેતો સહુ સહન કીધું;
હવે મન રાખજે શીધું, સુખેથી સાસરે જાવો ?
ખમી લેતાં અમો પોતે, નજીવો વાંક ના જોતાં;
હવે સંભાળજે સૌ તે, સુખેથી સાસરે જાવો ?
રખે ઘર કામ ના બગડે, ડરી તું દીલમાં રે'જે;
વળી કરવું પુછી કરજે, સુખેથી સાસરે જાવો ?
કદી કડવું વચન મુખથી, કહિશના કોયની આગે;
સરવથી શોભજે રાગે, સુખેથી સાસરે જાવો ?
થજે ગંભીર ગુણ વાળી, પતિની પ્રીતને પાળી;
ઉછાંછળ નાંખજે ટાળી, સુખેથી સાસરે જાવો ?
કદાપિ કંથ કોપે તો, કરીશ ના બોલ તું પાછો;
વિવેકી શાંત થઇ રે'જે, સુખેથી સાસરે જાવો ?
પ્રભુ સમ જાણજે સ્વામી, નિરંતર પુજજે પ્રેમે;
સુદૃઢ એ લૈ રુડો નેમે, સુખેથી સાસરે જાવો ?
તને સંસાર સાગરમાં, તરાવી પાર એ કરશે;
પછી પ્રભુને જઇ મળશે, સુખેથી સાસરે જાવો ?
અમે ચિન્તા હવે ત્હારી, બધી તું નાથને સોંપી;
રહે જે ત્યાં હૃદય ચાંપી, સુખેથી સાસરે જાવો ?
બધી વાતે અધિન રે'જે, દુઃખો પડતાં બધાં સે'જે;
ભરમ ખોલી ન કયાં કે'જે, સુખેથી સાસરે જાવો ?

અવરના દાગીના દેખી, કદી હઠ કલેશ ના કરતી;
થજે સંતોષમાં ફરતી, સુખેથી સાસરે જાવો ?
મળી દંપતિ તમો સાથે, કૃષ્ણ કિરતારને ભજજો;
પછી ભવ વ્યાધિને તજજો, સુખેથી સાસરે જાવો ?
સરવ ઈશ્વર સરવ આત્મા, નિજેચ્છાથી કરે સારૂં ?
જરૂર તું જાણજે વારૂં, સુખેથી સાસરે જાવો ?
અજ્ઞ કે જ્ઞાનથી આત્મા, નિવેદન કૃષ્ણને કરજો;
પછી સુખમાં સદા ફરજો, સુખેથી સાસરે જાવો ?
વદન્દ્વિરવ નિત્ય સ્થૈર્ય મતિ શ્રી કૃષ્ણમાં રાખી;
સુખી હો ? કૃષ્ણ રસ ચાખી, સુખેથી સાસરે જાવો ?
યદિ શ્રી ગોકુધીશો, ધૃતઃ સર્વાત્મના હૃદયે;
ભજી ભઈલાલ સ્વામીને, સુખેથી સાસરે જાવો ?

## લીલામ કરતા પિતાથી કંટાળી જપમાળ જપતી પુત્રીની જપમાળ?

### રાગ ભૈરવી.

પ્રભુજી તુંજ કરે તે થાય,
જીવ કૃત સર્વે મિથ્યા જાય. પ્રભુજી—એ ટેક.

### સાખી.

ઉજવળ કરવા કાગને, સાબુથી ધોવાય;
તો પણ કાળપ નવ તજે, મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

**સાખી.**

શ્વાન પુંછડી પ્રીતથી, શીધી કરવા ચ્હાય;
કોટી પ્રકારે નવ બને, મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

**સાખી.**

જડ મતિને સમજાવવા, કો જન કરે ઉપાય;
આખર ઉંહુ કહી ઉઠે; મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

**સાખી.**

ખરને ગંગા નિરમાં, [1]ધમારવાને ધાય;
ગાય બને ના ગર્ધવી, મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

**સાખી.**

હીંગ વૃક્ષના મૂળમાં, ધરી કપૂર દુધ પાય,
પણ દુર્ગંધી નવ તજે, મિથ્યા મહેનત જાય; પ્રભુજી.

**સાખી.**

કુભારજા કદી કંથની, સાથે ન સુખે સુહાય;
ઝઘડો કરતાં જોરથી. મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

**સાખી.**

જનુનીએ જુઠો જણ્યો, તે સાચો નવ થાય;
સમજાવે સો વર્ષ પણ, મિથ્યા મહેનત જાય. પ્રભુજી,

**સાખી.**

સુમને હાનો શિખ દે. સમજાવાને ચ્હાય;
નાસે દૂર હાનાઇથી, મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

---

૧ નવરાવવા.

સાખી.

મમતી નર છાકેલ શ્રી, કાષ્ટ સુકુ કહેવાય;
મરડાશે નવ મરડતાં મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

સાખી.

ઉશ્કેરાયો આખલો, વંઠેલી વનિતાય;
કબજે રહે ન કોઇને, મિથ્યા મહેનત જાય. પ્રભુજી.

સાખી.

પાપી પિતાને શુ કહું, ઘણું કહે અકળાય;
કરમે લખ્યું જો એમ તો, મિથ્યા મહેનત જાય. પ્રભુજી

---

# અધુરા ઘડા છલકાય છે!

## (ગઝલ--હરિગીતની ચાલ.)

જીતી ઘણાં સંગ્રામને, શુરવિર જે કહેવાય છે;
અભિમાન રાખે ના કદી, અધુરા ઘડા છલકાય છે?
પંડિત પુરા પ્રવિણ જે, જોતાં જરી ન જણાય તે;
અરધા દઝોડી અથડતા, અધુરા ઘડા છલકાય છે?
આંબા તણું ફુળ આવતાં નીચો નમી તે જાય છે;
અધિકાર વિણુ અધિકારી ને, અધુરા ઘડા છલકાય છે?
શક્તિ મળે ના શરીરમાં, બાથો ભરી ન ધરાય જે;

ફોકટ કરે મમતા ઘણી, અધુરા ઘડા છલકાય છે ?
કુળવાનથી મોટાઈના, આ વિશ્વમાં કંઇ થાય રે;
ભભકે ફરે ભીખારીઓ, અધુરા ઘડા છલકાય છે ?
હરિજન સદા આ જગતમાં સમભાવથી તરીજાય છે;
ભઇલાલ કહે સાચુ બધુ, અધુરા ઘડા છલકાય છે ?

---

# પોલંપોલ.

## ( સૌંદર્ય. )

ધર્મ ગયાને ધનના લોભે, કુતર્કના નિપજ્યા કંટ્રોલ,
સ્વયં સમાજો સ્થાપી તેમાં, જોતાં ચાલે પોલંપોલ.
જનરૂચી જોઇ જણે કથાઓ જુઠાઇનો બાંધીને ઝોલ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂં છે પોલંપોલ.

* * * *

મરદ તણી મરજાદામાં જે, માનનીઓ ગણુતી'તી માન;
પતિના સાથે બાથ ભેરવી, ગાય સભામાં બેશી ગાન.
છીનાળ ટીપકીમાં છત દેખે, વાળે વાળ વાંકાને ગોળ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂં છે પોલંપોલ.

* * * *

વિદેશીઓના સરખા થાવા ચ્હાય ગમે ત્યાં જઇને ખાય;
ચ્હા વિના નવ ચાલે જરીયે ભાઇ સદા હોટલમાં જાય;

સ્વદેશ ઉદ્ધારકના બાને, ધંધા માંડી કરે કલોલ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂ છે પોલંપોલ.

*　*　*　*

બેન્ક વિમાની કાઢી કંપની, સગા કરે ઓડીટર જ્યાં;
મીલ એજન્ટો કાકા મામા, શેર ભરાવે ઝાઝા ત્યાં.
સટ્ટાના ચરખેજ ચઢીને, કાઢે આબરૂને ઘર, તોલ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂ છે પોલંપોલ.

*　*　*　*

ભ્રાતૃ ભાવના ભડકે બળતાં, સમાનતાના બજવે ગાલ;
ડીમાક દઈને લાગ ફાવતાં, ગરીબના કરતા બેહાલ;
છપ્પન દોકડુ છાશી કહીને, અભણનો ચુસે છે માલ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂ છે પોલંપોલ.

*　*　*　*

ધનિક થવાને ધમાલ મચવે, તેમાં જો કંઈ આપ લુંટાય;
મળે ભોગ જો નિર્ધન થાતાં, છાના ઘર બેશી શરમાય;
ઓફિસ બોર્ડને અવળુ નાંખી, બોલે જરામાં અવળા બોલ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂ છે પોલંપોલ.

*　*　*　*

શેઠને વ્હાલો નોકર થાવા, કહે જુઠુ ત્યાં હાજી હા?
સર્વ તણો ઉપરી થૈ બેસે, બોલે જે તે હાજી હા?
સાચા બોલો ખાતો ખત્તા, સ્વારથનો સઘળે સંતોલ;
ચઢયું વિશ્વ ચગડોળે આતો, ખરેખરૂ છે પોલંપોલ.

# પ્રેમ ! પ્રેમ !! પ્રેમ !!!

## ( ગઝલ. )

નથી જ્યાં પ્રેમ ત્યાં પડદો, ભલી રીતે પડે છેજી ?
જહાં છે પ્રેમ ત્યાં પડદો, ખરે ઉંચો ચડે છેજી ? ૧
પ્રસવની જે પડે પીડા, અવરથી ના લખાયેજી;
વળીશું વાંઝણીથી તે, અનુભવમાં મુકાયેજી ? ૨
પીડા પામે પણુ વેલી, કદા [1]તરણી તપાવેજી ?
તથાપિ પદ્મ પ્રેમી તે, પ્રફુલીત છેક થાયેજી ? ૩
મહાસાગર તણા મચ્છની, રતિ ખારા જળે થૈ તે ?
કદાપિ મિષ્ટ જળ પડતાં. તજે છે પ્રાણને જો તે ? ૪
સદા આકાશમાં પક્ષી, ઉડી ફરતાં ફરે છેજી ?
તથાપિ પ્રેમીની કિમ્મત, નિરંતર તે કરે છેજી ? ૫
પડે જો પીડ પ્રેમીને, ઘણા પ્રેમી પીડાયેજી ?
સુકાયે જો સરોવર તો, કમળ પ્રેમી સુકાયેજી ? ૬
રવિ જો પદ્મને પીડે, થઇ આપે વિયોગીજી ?
ભ્રમર પણ પદ્મમાં બેશી, બને છે પ્રેમ યોગીજી ? ૭
ઉઠે અભિલાષ અન્તરમાં, ખરી જો પ્રેમી મળવાની;
પછી ગત ના રહે રોકી, મળ્યે પ્રેમીજ ઠરવાની. ૮
હવે આ પ્રેમની કથની, કહોને કયાં જઈ કરવી ?

---

૧. તરણી–સૂર્ય.

રતિની જે ગતિ છુટી, દબાવી ના રહે ગરવી? ૯
રતિની આ ગતિ કહેવા, પ્રથમ તો પાત્ર જોશુંજી?
અવર કો કર્મઠો આગે, કહેતાં માન ખોશુંજી? ૧૦
છપાવ્યો પ્રેમ ના છુપે, ભલે જુક્તિ ઝમાવોજી?
કુબે નવનીત ના ડાબ્યું, ઘણા નિરમાં દબાવોજી? ૧૧
મુગો શું સ્વાદને કે'શે, ભલે અમૃત ચખાવોજી?
બધિર આગળ બરાડો કે-સિતારોને બજાવોજી? ૧૨
હવે બસ પ્રેમ શેખરને, ઠઠાવી વાત કે'વી છે?
અવર લાયક નથી જોને? રસીલી વાત એ'વી છે? ૧૩
અરે હું કેમ ભુલું છું, કનૈયો પ્રેમ શેખર છે?
કહું ત્યાં રસ છકી વાતો, હ્રદય શણગાર એ વર છે? ૧૪
મદનજી એ મધુવનમાં, મને ભેગા થશે સાચે?
રસિક પ્રેમાળ પ્રેમીથી, નિરંતર ત્યાંજ એ નાચે? ૧૫
મને પણ વ્હાલ લાવીને, જગતથી એ જુદી કરશે?
અપરિમિત કાલની વ્યાધિ, તાણું વળગણુ બધું ટળશે? ૧૬
પછી એ પ્રેમીના અંસે, ધરી કરને ફરીશુંજી?
પરમ આનંદ રસ પીતાં, મહાસુખમાં ઠરીશુંજી? ૧૭
પરમ દુર્લભ કૃપાનન્દજ, પ્રસન થૈ આપશે વ્હાલો?
भगवद् धर्म ज सामर्थ्ये, છુટી જાશે વિષય ઠાલો. ૧૮
ખરા બસ માણશું ભોગો, કનૈયાથી બધા યોગો;
સમાધિ ધ્યાન ધારણાને, કરી તજશું હ્રદય રોગો. ૧૯

નથી ગુણ નાથના જોવા, मर्यादया गुणज्ञास्ते જુવે તે છો ભલે જોતા;
અમે તો એક દઢ કીધું, કનૈયા કૃષ્ણને મ્હોતાં. ૨૦
અનું જ્યાં લોહના સરખી, ચમક ત્યાં એ કનૈયાજી?
ચકોરીની ગતિ થાતાં, નભે ઉગશે કનૈયાજી? ૨૧
હૃદય જો મિન ત્યાં જળ એ, કમળ ત્યાં એજ મમ ભાનું;
પતંગ શું ચિત્તડુ થાતાં, થશે જ્યોતિ કનૈયાજી? ૨૨
રમાડે રંગ તે પ્રેમી, સુમતિથી ચ્હાય તે પ્રેમી;
સકલ સુખ દેજ તે પ્રેમી, અવર અડબંગ છે પ્રેમી? ૨૩
પ્રજાળે પાપ તે પ્રેમી, નિરંતર એક રસ પ્રેમી;
પડુ હું પાય એ પ્રેમી, અવર અડબંગ છે પ્રેમી? ૨૪
મુઠને ચોટ જાદુના, ઘણા ઉપાય છે પ્રેમી;
તથાપિ પ્રેમ જાદુની, દવા છે ખાસ જ્યાં પ્રેમી? ૨૫
મને પણ યાદ આવે છે, રૂડા ધનવંતરી પ્રેમી;
દવા દે પ્રેમ દર્દીની, કનૈયો ખાસ મમ પ્રેમી? ૨૬
હવે હું જાઉં છું પ્રેમી દયાળુ શર્ણમાં પ્રેમી;
તમો પણ આવજો પ્રેમી? હવે શ્રી સ્મર્ણ છે પ્રેમી? ૨૭
ન રાખે પ્રેમ ત્યાં પડદો, रतिरणधीर છે પ્રેમી;
રૂડા ભાઈલાલનો સ્વામી, કનૈયો કૃષ્ણ એ પ્રેમી? ૨૮

# "નવોઢા."

## યાને

## (ગઝલ.)

હૃદય શણગાર ઓ રસીયા ? લગાડી પ્રેમ કયાં ખસીયા ?
કયા પ્રેમાળથી ફસીયા, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૧
મળી છે, કોણ અલબેલી, કરો શું ? એ થકી કેલી;
મને મનથી મુકી ઠેલી, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૨
ભલે મમ દાઝ ના અટકે, રસિક રસને પીતાં ગટકે;
સુખી થૈ લાડીના લટકે, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૩
વિયોગી દર્દના ખટકે, લખું છું પત્રના કટકે;
ગુજરજો ? પ્રીતના છટકે, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૪
શિયાળે જે દુઃખી થઉં છું, બધું મનમાં ખમી રહું છું;
વિરહ અનલે ધિકી જઉં છું, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૫
જુવાની જે રસિક ફાલી; અરે ? તે જાય છે ખાલી;
નથી સ્વામી સુખે મ્હાલી, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૬
મધુર કુચ કંજની કળીયો, કમલ કર ભેટવા લળીયો;
ઉદાસી થૈ નીચી ઢળીયો, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૭
કરે કેલી કલા કુંજે, ભ્રમર વર કંજ થી ગુંજે;
વ્યથા મય ફક્ત છું હું જે, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૮
મઝા જોબન તણી જાશે. અમલ એનો પુરો થાશે,

જીવું આવાગમન આશે, પ્રિતમ પરદેશમાં વસીયા ? ૯
અધિરી ના કરો બળીયા, દુઃખી દિન ને કરો રળીયા;
કહેતાં આવીને મળીયા, પ્રિયુ વ્રજરાજ પાતળીયા. ૧૦

---

# "યૌવન ઉપર વૈરાગ્ય."

## ખ્યાલ.

( કાંટો લાગ્યો રે દેવરીયા, મોયે સંગ ચલ્યો ના જાય; એ રાગ.)

ઝાઝીવાર ટકે ના જોબન (૨) એતો જરિકવારમાં જાશે. ટેક૦
દિવસ ચારના ચોમાસા સમ, આવ્યું જોબન જાશે;
નહી ટકે એ રંગ પતંગી, પળમાં ઝાંખુ થાશે. ઝાઝી. ૧
જોબન મોજો જરી વારમાં, આવ્યો ઉતરી જાશે;
ભરમે ના ભુલશો ભઇ મારા, પછી વિમાસણ થાશે. ઝાઝી. ૨
આંખ ઈશારા હેઠા પડશે, શરીર સુરખી જાશે;
સહજ પવન તાતો વાશે તો, ખીલી કળી કરમાશે. ઝાઝી. ૩
ધમકે પગલાં ભરતાં ધરતી, તે ગત લુલી થાશે;
હું પદના ચકડોળ ચડેલી, પડી કાયા પછડાશે. ઝાઝી ૪
નવલાં અત્તર સેંટ સુંઘતા, તે નાશા દદડાશે;
પહેરેલે પોતીએ જ પછીથી નશિકિને લ્હોવાશે ? ઝાઝી ૫
વાતો કરતાં વખત જાય તે, કેમ ફરી જોવાશે.

વસંત રૂતુની વેલ ચઢી તે, ગરમીમાં ગુમ થાશે, ઝાઝી ૬
તગ તગતી આ તંગ ત્વચા, જોતાં કામી લોભાશે,
રગત વિનાની થતાં રવડશે, જોતાં હાથ ભરાશે. ઝાઝી ૭
જે રામાથી રંગ રમે છે, તે પણ જુદી થાશે.
બાળકની દોરી કર આપી, હાલરડાં એ ગાશે. ઝાઝી. ૮
પરમારથમાં પાઇ ખરચતાં, પાછે પગલે નાસે;
વચલી વયમાં વાવેલાં બી, કેરાં ફળ જોવાશે. ઝાઝી. ૯
ડુલશોજે ડહાપણુના ડોળે, કોણ મદતમાં ધાશે;
વિણ ભક્તિ વ્રજરાજ વિહારી, કેમ કરી જોવાશે. ઝાઝી. ૧૦
વિષયાક્રાન્ત આવેશી દેહે, કેમ પ્રભુ પ્રકટાશે;
વિરહાનુભવાર્થ ભક્તને, પરમ લાભ લેવાશે. ઝાઝી. ૧૧
એલાડીનો ખેલ ખલકમાં, અવસર પર સમજાશે;
હું પદની ભૂમિમાં તારાં, નવલાં નાટક થાશે. ઝાઝી. ૧૨
પાઠ પુરો થૈ જાતાં તારો, શ્વાસ ઘંટ વગડાશે;
પ્રાણ તણો પડદો પડશે કે, તારી હાય પીટાશે. ઝાઝી. ૧૩
સગાઇ સાચી કર શ્રીપતિની, તો કંઈ સુખડું થાશે;
થશે પરીક્ષા વિખનાં ફળની, ખાસ અમર ફળ ખાશે. ઝા.૧૪
ભગવદધર્મના બલથી તારે, વિરાગ વિષયે થાશે;
પ્રભુ ગુણની સ્ફુર્તી સ્ફુરવાથી, પરમાનંદ પમાશે, ઝાઝી. ૧૫
હરિ આવિષ્ટ થતાં ચિતથી, સંસાર વિરહતા નાસે;
કેવલ પરમાનન્દ અવસ્થા, પરમાશક્તિ થાશે. ઝાઝી. ૧૬

હરિણાયે વિનિર્મુક્ત જે, તે ભવસિન્ધુ ડુબાશે;
યે નિરુદ્ધાસ્ત એવ અત્રતે, સદા આનંદી થાશે. ઝાઝી. ૧૭
ક્લિશ્યમાન નિજજન જોતામાં, કૃપા યુક્ત પ્રભુ પાસે;
આનંદરૂપ હૃદય મંદિરથી, તરત બહાર પ્રકટાશે. ઝાઝી. ૧૮
હરિમૂર્તિઃ સદાધ્યેય, નાના જ પ્રકારે થાશે;
દર્શન સ્પર્શન સ્પષ્ટ કરાવા, ભાવિક એ પ્રકટાશે. ઝાઝી. ૧૯
અષ્ટાક્ષરથી આરો, આવી ગોવિન્દ ગુણ ગવાશે;
ભઇલાલ તણા સ્વામીના સમર્યા,તે પાછળ પસ્તાશે. ઝાઝી ૨૦

---

# શ્રીયમુનાષ્ટકમ્

(ગઝલ.)

સકલસિદ્ધિ તણી દાતા, તમોને હું નમું માજી;
મુરારી ચરણ સ્પર્શ થકી, ઝધે રેણું અતિ માજી;
નુતન વન તુવ તટે રાજે, પુષ્પયુત મોદ કરનારૂં;
સ્વતઃ સુર આસુરો પુજે, સ્વરૂપ સ્મરર્પિતુ સમતારૂં. ૧
કલિંદ ગિરિ મસ્તકે પડતો; વિમલપ્રવાહ ગંભિર તે;
અહા ! રમતાં પધારોના ? ગિરિપરથી ભૂમિ પરરે ?
મધુર ગાતાં પધારો છો, [1]સમધિરૂઢ દોલમાં ઝુલતાં;
કમલ બંધુ તણી તનયા, મુકુંદ પ્રીતિ થકી ફુલતાં. ૨

---

૧ વિના સબંધના દોલમાં જાણે હીંદોળાખાતાં ન પધારતાં હોય તેમ.

કરો પાવન ભુવન તલ મા, કર્યા પાવન અનેકોને;
મયુર શુક હંસ પણ તમને, ભજે ભક્તિ વિવેકોએ;
તરંગ રૂપી ભુજે કંકણ, લસે રેણુનું મુક્તાસમ;
નિતમ્બ સરખા તટો જોતાં નમું શ્રીકૃષ્ણ તુર્ય પ્રિયાં. ૩

સ્તુતિ શિવ બ્રહ્માદિ કરતા, ઘણા ગુણથી ભુષિત માતા;
પરાશર ધ્રુવ આદિને; અભય પદ આપીયું દાતા;
સકલ ગોવાલ ગોપીને, વિશુદ્ધ મથુરાં તુ તટ રાજે;
કૃપાસિન્ધુ તુ આશ્રયમાં, મને રે'વું સદા છાજે. ૪

હરિને જેમ પ્રિય કમલા, મુરારીને તમો ત્યમ છો;
સકલ સિદ્ધિ તણી દાતા, હૃદય મારે વસો એઘો. ૫

ચરિત્ર અદભુત કથાયેના, નમુંછું માજી હું નિત્યે;
યમ ભય ના રહે કદીયે, કરે તમ પાન જો પ્રીતે;
દુષ્ટતા હોયજો તદપિ, તમારા ભ્રાત યમ રાજા;
ન મારે બેનનાં બાલક, તમારી રાખીને માઝા. ૬

તમારી સેવના કરવા, વપુ મારૂં નવીન થાઓ;
પછી વ્રજનાથથી મારે; વિનાશ્રમથી થશે દાઓ
તમારા સંગમે કીર્તિ, જગત ગંગા તણી રાજે;
અહો માતા તમારાથી, પ્રથક યશ ના જગત ગાજે. ૭

કમલજાથી અધિક પ્રિયછો, પ્રભુને હે શ્રીયમુનાજી;
શકે વંદી તમોને કો, તમારાં ભકત વિણ માજી;

પ્રભુ સમ લક્ષ્મીનું સેવન; બનેતો મોક્ષને આપે;
વ્રજાધિપના ચરણ શરણે, તમો વિણ કોણ જે સ્થાપે. ૮
રવિ તનયા હરખ સાથે, તમારાં અષ્ટકો ગાશે;
બળી જે પાપ સૌ તેનાં, મુકુંદ ચરણે રતિ થાશે;
વળી સૌ સિદ્ધિયો પામી, વિજય સ્વભાવનો પણ છે;
વદે વલ્લભપ્રભુ પોતે, હૃદયમાં ધારી લેજો તે ?
તમારા પાનથી મારી, મતિ નિર્મલ થઇ માજી;
શરણ મઇલાલ થાવાને, ગજલમાં ગાય છે ગાજી. ૯

---

# વસંત ?

## યાને બગીચાની રસિકતાનું વર્ણન ?

—ગઝલ—

વસંતી બ્હાર મ્હેકે છે, અલિ જો ? આ-બગીચામાં ?
કુસુમિત કુંજ શું ફુલી ? અલિ જો ? આ-બગીચામાં ? ટેક૦
જુહીને કેતકી ચંપક, બકુલ ગુલાબને પાડર;
નરંગી દ્રાક્ષને આંબો, કહનેરો કર્કટી કહાલર. કુસુમિત. ૧
વળી કુમ રાયચંપાને, લટકતી મોગરા વેલી;
તદન ઝુકી પડી ભૂમાં, વિખરતી જાય છે ફે'લી. કુસુમિત. ૨
વસુર પણ ઘાડ વાયે છે, વિટપ નિદ્રા તજાવે છે;
ભિડાવી એક બીજાથી, જુદાં પાડી ઝુરાવે છે. કુસુમિત. ૩

તરણિ તનયા વિષે કંજો, અને કુમુદ જોબનમાં;
મયુર ને મેનકા મળીને, મધુરાં ગાય છે વનમાં. કુસુમિત. ૪
મધુપ, પિક, કીર, કોકિલા, કલરવી કામરસ ઢાળે;
વિરહિણીને વિકલ કરવા, થયાં છે મૃગ ગણો ટોળે. કુસુમિત. ૫
નભે પણ ગર્જના તેવી, મનોહર શું ? ગજાવી છે;
ન જાણે ઇન્દ્ર થૈ દુલહે, બરાતી ને સજાવી છે ? કુસુમિત. ૬
વળી આગળ વધી જોતાં, મહારસ છેક છલકે છે;
મદન શી ? માધુરી મૂર્તી ? યુવતીયો સંગ મલકે છે. કુસુમિત. ૭
ન જાણે ભાવ ચિરકાલી ? ઘણો સંચય કરી રાખ્યો;
પ્રકટ આ વૃન્દનાં લોચન, વિષે પુરો અમે ઝાંખ્યો. કુસુમિત. ૮
વળી આ વૃન્દને ઉદ્ભવ, નવ નવા ખેલના ઉછાળે;
નિરવકાશી હૃદય જોતાં, કહો ભવ ? કેમ નાજ ટળે ? કુસુમિત. ૯
સુમુખી આર્વી જોતામાં, મદનવરને લીધા ઘેરી;
લગાવી પ્રેમ પીચકારી, બજાવી જય તણી ભેરી. કુસુમિત. ૧૦
કરિણી ગણુ મધ્યમાં ગજવર, ઘુમે જ્યમ નવ નવી રીતે;
ઘુમે રતિ જીત ? ત્યમ આજે, નવલરસ પાય છે પ્રીતે. કુસુમિત. ૧૧
વળી કો' હડપચી હાથી, કપોલે ચુંબીને છોડે;
અને કો' કંચુકી ફાડી, નીવી બંધો ગૃહી તોડે. કુસુમિત. ૧૨
રતિરસધીર ચપળાઓ, મદન ગલ બાંહ ધારીને;
પરમ પુલકિત થૈ ગાતાં, જગત ભય છેક ટારીને. કુસુમિત. ૧૩

રતિ સંગ્રામ આ જોતાં, કહો ? ભવ, ના છુટે કો'નો;
મને તો એમ લાગે છે, વિષયિ, રતિ શુન્ય, એ બેનો. કુસુમિત. ૧૪
**કનૈયા કૃષ્ણની લીલા,** વિષમ સમ જેહને લાગે;
**ભવોભવ વેદના ભવની, કરી નિંદા અને માગે.** કુસુમિત. ૧૫
દુઃખે જ્યાંપેટ, કુટે માથું, તહાં રસ એ નથી રે'ઠો;
તપાવી તાવનારો એ–**કનૈયો કૃષ્ણવર** ટેઠો. કુસુમિત. ૧૬
વસંતે **કૃષ્ણરસ** પીતાં, પરમ આનંદને લૈશું;
પછી ભઈલાલના સ્વામી, તણી લીલા વિષે જેશું. કુસુમિત. ૧૭

---

# કુભારજાની કાંણ્ય ?

" નાથાના મુકુટ હમારા છો પરણ્યા કે કુમારા–એ રાગ. "

( ગઝલ. )

અફળ અવતાર એ નરનો, મળી કુંભારજા નારી;
પરણીને સુખના દીઠું, વળી ના' છુટવા બારી. ૧
કરેના કામ તો છુટ્યા, કરીને કૈં બગાડે છે;
કહે જ્યાં કંથ સાચુ ત્યાં, જુલમ ઝાઝો જગાડે છે. ૨
સુઘડતા નાસતી સો ગૈ, ભુંડણી શી ફરે ભમતી;
પડે પડતાળ માથે પણ, મતીલી ના જરા નમતી. ૩

લડાઈ કરતાં નહી થાકે, લજાવી લાજ ના ભરતી;
ઝમાવીને જુઠો કજીઓ, પડાવી હા, અને ઠરતી. ૪
પરોણા ઘેર આવે તો, કહેતી કેમ આવ્યા છો?
વળી સત્કારમાં પણ એ-તમે ખધું કે ન્હાયા છો? ૫
ખુણે પેશી છુપું ખાતી, ન આપે છોકરાંને પણ;
કહો જ્યાં આપ આવી ત્યાં સમાયે કો'ણ ત્રીજું જણ. ૬
મુખે કુવેણ જ્યાં કે'તી, પતિ લાચાર ત્યાં બનતો;
બધી વાતે જતાં હારી કરમ ફુટી ગયું ગણતો. ૭
વખતપર કંથજી કોપી, લઇ લાઠી ફરી વળતા;
હરાયા ઢોર સમ જાણી, હૃદયશી રોજ હે બળતા. ૮
બનાવી એક બીજાની, પડોશીને કરે વાતો;
કહેજો સામી સાચુ તો, મગજ મોભે ચડી જતો. ૯
વઢી પડતી ઘડીમાં તો, હૈયા ભાંડશી, ભાટે;
ભલે હો બેનકે બેટી, વળી મા બાપના છાંટે. ૧૦
ઉઘાડાં હાંડલાં અનનાં, વળી ઘી તેલ તે તેવું;
બિલાડી ઉંદરો તેની, કરે સંભાળ શું કે'વું? ૧૧
કહો જ્યાં આપ આવીત્યાં, કરેશું છોકરાંનો તે?
બિચારાં રઠવડી મરતાં. ભુખે તરશે ઉછરતાંએ. ૧૨
બચાવી દૃષ્ટિ ઘરનાંની, વિના ન્હાયે ચુલે પેશી.
કરે ઉન્માદથી કાચી, રસોઈ આપ પોતાસી; ૧૩
ખરચમાંના રહે ખામી, વળે ઘરપત નહી ખાતાં;
બળેલી દાળને કાચી, વખાણી વહુ ખુશી થાતાં. ૧૪

વધેલો હાળતો કાલે, વળી ખાવા મુકે ઢાંકી;
મુકી એ'ઠુ બધું એમજ, કુદે વાતો ઘણી હાંકી. ૧૫
નખે ચ'ઓળતી મેલુ, શરીર માથુ જુથી ભરીયું;
ફસલ ટાણે થઇ માંદી, પડે જ્યમ બળધીયું ગળીયું. ૧૬
તુમડાશું દીસે મો'ઢું, બળેલું છેક એ છરથી;
વળી વિકાળ આંખ્યો તે, ભડકણી ભે'શના સરખી. ૧૭
ઘણું ઘરમાં થકી ચોરી, ખવાડે આપ સરખીને;
કહે ભઈલાલ પરણો તો, પરણજો છેક પરખીને. ૧૮

---

## " સુન્દરી "

### ( માલિનીની ચાલ. )

ભ્રકુટિ ઉભય તારી, ખે'ચતી વ્હાલ આણી;
વિકટ મદન બાણો, મારતી જાણી તાણી.
મધુર તું મુસકાતી, મુખથી મુજ પ્યારી;
અધર અરૂણતાઈ, દંતની કાન્તિ ન્યારી.
વિધિવત વિધિ કીધું, મુખ અર્વિંદ જાણી;
અનુક્રમ અતિ આણી, કુંદની હાર તાણી.
અરૂણ તુજ કપોલે, દંતના ઘાવ દેખું;
અલક ક્ષત સમિપે, વાંકી વાળેલ પેખું.
વચન વદની વામા, શું અધો મુખ જોઈ;
મધુર વચન સુણીને, મધુરાઇ ખોઈ.

ચપળ નયન તારાં, મારતાં ચોટ તાણી;
જલ મહીં મિન દોડે, જેમ આનંદ આણી.
શરમ ધરછ શાને; ખુબ લે દીલ હાંશી;
વદન વિમલ કાન્તિ, પ્યારી પુરી પ્રકાશી.
ઉરજ ઉભય તારે, પુષ્ટતા પૂર્ણ ધારી;
જરી ન થડકતાંએ, લાગતાં પિન્ન ભારી.
કર થકી કુચ કેરી, કંચુકી નીચે તાણે;
કમળ કુસુમ માંહી, હીમના કુંભ જાણે.
કુચ થકી ઉર સુધી, રોમ રાજી રૂપાળી;
ગિરિપર થકી જાણે, જાય છે ગંગ ચાલી.
અહિસમ અતિ લાંબી, વેણી કેડે અડી છે;
વિરહિ ડસન કરવા જાણે એતો ચડી છે.
સિંહ સમ કટી તારી, છે લઘુ દીર્ઘ નાચે;
ત્વરિત ગતિ ન કરતી, ભારથી ખિન્ન થાયે.
ઉરખ થકી કટી બાંધી, હેમ કાન્તિ વિશાલા;
મનમથ ગૃહ બાંધી, માનો બંદન માલા.
કદલીથી અતિ સોહે, જંઘ તારી પ્રિયારે;
ગમન કરતી ચોરી, હંસ કેરી ક્રિયારે.
પ્રકટ દરશ માટે, ગાન ગાતી હરિનું;
અહોનિશ મુખ રૂડું, શોભતું સુન્દરીનું.

---

# સદ્‌ગુરૂની ઓળખાણ?

( રસીયો રસનો ભોગીરે—એ રાગ )

જ્યાં સ્વારથનો નહિ લેશરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
જે મારે માયાને ઠેસરે, તેનાતો થઇને રહીયે. ૧
જે ધનથી રીઝે નહી લેશરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
શુભ ધર્મે રીઝે બેશરે, તેના તો થઇને રહીયે. ૨
સાચા શ્રીપતિને ઓળખાવેરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
જેને પરધન દેખ્યું ન ભાવેરે, તેનાતો થઇને રહીયે. ૩
જેને વિલાસમાં વિભુ કૃષ્ણરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
નથી અવર અલ્પ કંઈ તૃષ્ણરે તેનાતો થઇને રહીયે. ૪
ધર્માચાર્ય ન રીઝે ધનથીરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
જેની લગની પ્રભુ સેવનથીરે, તેનાતો થઇને રહીયે ૫
જેને પ્રપંચ દંભ ન વળગેરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
જેનું કૃષ્ણ વિરહ તન સળગેરે, તેનાતો થઇને રહીયે. ૬
શ્રીભાગવત તત્વને જાણેરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
એ જાણીને પરમાણેરે, તેનાતો થઇને રહીયે. ૭
જેને રાગ દ્વેષ દીલ નાવેરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે;
હિત સૌનું કીધું ભાવેરે, તેનાતો થઇને રહીયે. ૮
જેને ગરીબ તવંગર એકરે, સદ્‌ગુરૂ તે સાચા કહીયે.
બાઈલાલ તણો એ ટેકરે, તેનાતો થઇને રહીયે. ૯

---

# પ્રેમકલહ ?

—ગઝલ—

અહો દેવી તમો ક્યાંનાં, અને ક્યાં અહિ પધારો છો ?
કહો આ દાસીને સાચું, તમે ક્યાં અહિ પધારો છો ? ૧
તમારી વેણી જોતામાં, પતાળે વાસુકી પેઠો;
રવિ શરમઇ ગયો રૂપે, કહોની ક્યાં પધારો છો ? ૨
લજાવે નાસિકા કીરને, નયન વિકળ કરે વીરને;
[1]તરોને બાંધીને [2]તરણિ, કહોને ક્યાં પધારો છો ? ૩
અરૂણતાથી અધર પુરાં, હસનમાં ફુલ, વરસે છે
કપોતનો કાંઠલો કંઠે, ધરીને ક્યાં પધારો છો ? ૪
મધુરી કુંદની કળીયો, મનોહર મુખમાં ઘાલી;
કપોલ સંપૂટ ભર્યો સિન્દુર, સયાણી ક્યાં પધારો છો ? ૫
કયા પુજારીપર કોપી, શિવાલયથી લીધા શંભુ;
હૃદય સરસિજ પર મુકી, સુખી થૈ ક્યાં પધારો છો ? ૬
કયા વનથી હરિ આણી, હરિની આ કટી ? મધુરી;
ઝમાવી જંઘમાં કદલી અને ક્યાં ક્યાં પધારો છો ? ૭
સજલમુક્તા તણું કંકણ, મઝેનું ક્યાં ગુંથાવ્યું છે;
કરિ, શુંઢશા કરે નાંખી, મધુરાં ક્યાં પધારો છો ? ૮

---

૧. તરોને–કર્ણભુષણમાં. ૨. તરણી–સૂર્ય.

ઠગી કો' અપ્સરા ભોળી, ગઇ ક્યાં? આપીને ઝાંઝર;
ચડાવી ચરણુમાં ચતુરા, છમક છુમ કયાં પધારો છો? ૯

બકી ગૈ આટલું હું પણ, તમે ના આપતાં ઉત્તર;
ઘણાં ગંભિર કે ગરવી, કહોની કયાં પધારો છો? ૧૦

તમો ના કોપશો વ્હાલાં, બધી પ્રીતિ બગડશેજી;
થઈ હું ચાવળી પુછયું, તમો અહિ ક્યાં પધારોછો? ૧૧

* * * * *

ખરે અજ્ઞાનને પડદે, રહી તમને તપાવ્યાં છે;
હવે પડદો પડયો તુટી, પધારો પ્રાણ વ્હાલાં છો? ૧૨

તમો બ્રખુભાન લાડીલી, હુઁ છું વિશોકની તનયા;
વિશાખા નામ સાંભળતાં, ભિડી ભેટી પડ્યાં રાધા૦ ૧૩

સખી હું શ્યામ સુંદરની, કરૂછું શોધ આ વ્રજમાં;
વળી તૈયાર થૈ જારે? વિલમ તું તો કરીશ રજમાં? ૧૪

હવે બસ એજ જોવું છે, પ્રતિદિન કયાં પધારે છે?
મને છોડી બીજે ફરતાં, વળી શું શું?? વિચારે છે? ૧૫

* * * * *



# કનૈયો કયાં છે?



સખી સાથે મળી શોધે, રસિક સરદાર રસીયાને;
પુછે ઘર ઘર સકલ વ્રજમાં, કનૈયાજી પધાર્યા છે.? ૧૬
મળી ના ખોજ ઘર ગામે, તદા વન કુંજમાં શોધે;
વૃક્ષવેલી વિટપ પુછે, કનૈયાજી પધાર્યો છે? ૧૭
બકુલ તું કેમ ના બોલે, કહનેર તું કલેશ કાપી દે?
મધુરઓ? માલતી બોલો, કનૈયાજી પધાર્યા છે? ૧૮
જુહી તું ખાસ જાણે છે, છતાં દીલકાં છુપાવે છે;
કહે ગુલબાસ તું ગાજી, કનૈયાજી પધાર્યા છે? ૧૯
અરે ઓ! કુંદને ચંપા, ચતુરઇ નહિ કરી ચાલે;
જણાવી દે? જણાવી દે?? કનૈયાજી પધાર્યા છે? ૨૦
મલીન મન ના કરીશ મેના, મયુર તો છે કનૈયાનો;
મધુપ ઉચે ચડી જોને? કનૈયાજી પધાર્યા છે? ૨૧
ખરેખર! ચંદ્રમા તારાં, ચખો ચારેદિશા પડતાં;
કહે કો ગામકે વનમાં, કનૈયાજી પધાર્યા છે? ૨૨
ભરાયો અંક આંસુથી, બધે પુછી પડયાં થાકી;
વિશાખા આંસુટાં લ્હોતી, કપીના કષ્ટમાં બાકી. ૨૩
વિહર કાતર કનૈયાજી, પધારે છે અચાનક ત્યાં
વિરહિણીને પડયા ભેટી, થયો આનંદ અવધિ ત્યાં. ૨૪

# ભક્તિ દીપક ?

( ગઝલ. )

નથી વિચાર કંઈ તુજને, જનમ મુર્ખા ગુમાવે કાં ?
કરારો ગર્ભના જોતાં, ભલી બુદ્ધિ ભમાવે કાં ? ૧
રુડી ભક્તિ કબુલીને, પછીથી નાથ વિસરાયો;
ખલકનો ખેલ મન ભાયો, ઝહર અંત્તર ઝમાવે કાં ? ૨
ગયું બાલાપણું રમતાં, યુવાની ગઇ ભવે ભમતાં;
બુઢાપે પણ સુખો ગમતાં, ખરી શક્તિ ખપાવે કાં ? ૩
કમાયો પાપથી નાણું, ગુમાવ્યું તેં ખરૂં ટાણું;
જરા જગદીશ ના જાણ્યું, સમય ઉત્તમ સમાવેકાં ? ૪
કવે ભઇલાલ જે ગાણું, ખરે બસ, એજ ઠેકાણું;
બીજે મન શું ભમી વ્હાણું, મલી મનુષા રમાવેકાં ? ૫

---

# વ્હાલી પ્રિયાનું હરણ કરવાથી, વિલાપતો સ્વામી ?

રે ? ક્યાં ગઇ છોડી મને ?

( ગઝલ. )

વ્હાલી પ્રિયા ! પ્યારી પ્રિયા ! ! રે ? ક્યાં ગઈ છોડી મને ?
બસ એકવાર જ આવીજા ? પછીથી જજે જો ત્યાં ગમે ? ટેક૦
તનડુ તપે છે તલશી રે ! રે ! ક્યાં છુપી ? આ ક્યાં ટકી ?
વેઠાય ના આ વેદના, રે ! ક્યાં ગઇ છોડી મને ? ૧

સુતી હતી શય્યા વિષે, પડખે શીરાના સમસરી;
આ અર્ધ પીંડ લટાવીને, રે ! ક્યાં ગઈ છોડી મને ? ૨
પ્રથરી રહી છે પાસમાં, આ શરદ ચંદ્રની ચાંદની;
મારી હણ્યો મન્મથ મહા, રે ! ક્યાં ગઈ છોડી મને ? ૩
પળમાંજ પીંડ પડી જશે, આ મદન પીડના મારથી;
તું આવને બચાવી લે ? રે ! ક્યાં ગઇ છોડી મને ? ૪
ચતુરા ચતુરઇ શું કહું ? જાતાં ઝખમ કીધો ઘણો;
તું પ્રેમ પાટુ મારીને, રે ! ક્યાં ગઇ છોડી મને ? ૫
લાગે વ્રકોદરની ગદા, પણ આવી સાલે ના કદા;
કરી કામ તેથી ત્રણ ઘાણું, રે ! ક્યાં ગઇ છોડી મને ? ૬
તું આંખ અમૃત આણીને, જો હા ! પ્રિયા નહિ ચોપડે;
હસવા તણું ખસવું થશે, રે ! ક્યાં ગઇ છોડી મને ? ૭
ભોજન જરા ભાવે નહી, જળ પાત્ર જોતાં ના ગમે;
વિહ્વળ થયો છું પ્રેમથી, રે ! ક્યાં ગઇ છોડી મને ? ૮
મન્મથ તણી જ્વાળા મહીથી, ઝટ ઝડપવા આવરે ?
ઓ ? પ્રેમીલી, મનહર પ્રિયા, તુજ બાથમાં સુહાવરે ? ૯

* * * * *

હૃદય ગત થાકી વિલાપે, અશ્રુ ખાળ્યાં ના ખળે;

* * * * *

પણ એટલામાં પ્રાણ વ્હાલી, આવીને વળગી ગળે. ૧૦

એ નાથ ! યક્ષ ઉઠાવીને, અહીંથી વિકટ સ્થળ લૈ ગયો;
પણ યુક્તિથી આવી પ્રભુ ! આનંદ દરશનથી થયો ? ૧૧
એ પ્રાણ ! અશ્રુના ભરો ? વિયોગ રોગ થયો પરો;
ભટ્ટલાલના સ્વામી તણું, શુભ પ્રેમથી સમરણ કરો ? ૧૨



# મનોપદેશ.

( રાગ-ઝુલણા-છંદ-યા-સારંગ-તાલ ચર્ચરી. )

માન મન દઢ કરી, શાસ્ત્રની શીખને,
વેદ શ્રુતિ, સ્મૃતિ, ગીતા જેહ ભાંખે;
કુટિલની કથની તજ, મુખ ગિરિધરન ગજ,
ત્રિવિધ ઉપાધિયો, વારી નાંખે. ૧

રાચુતો, રાચજે, રોષ અળગો કરી,
ગોપિકા રમણ, મુખમાંહી રાચો;
કૃષ્ણ ગુણગાન વિણ, કામ નહિ આવશે,
કંઠ કરી રાખ્ય, શુભ મંત્ર સાચો. ૨

ગરજ ગોવિન્દ વિણ ઘટે નહિ તાહરે,
મનુષ શુભ દેહ, પ્રભુએ જ આપી;
નચવજે નેહથી, જીભ હરિ ગુણ ગઈ,
અવર આલાપની, છાંહ કાપી. ૩

જાગુતે જાગ, ગઇ વ્યર્થ સૌ જીંદગી,
હજી પ્રભુ ભક્તિ, પીયુષ પીજે,
ભક્તિ ભઇલાલ, ભગવંતની માગવા,
ગુરૂ શ્રી વલ્લભ ચરણુ શીશ દીજે. ૪

---

# સ્વછન્દી.

## ખમાયે ના છતાં ખમજો ?

### ( ગઝલ. )

તમે જ્યાં એક કે'શો ત્યાં, અમે ઝટ ચૌદ ચોપડશું;
વળી સમજાવશો રીતે, તહાં મન માનતું લહશું;
તમે ફરજો વિવેકી થૈ, અમારે તો નથી ફરવું,
હવે બસ એક એ સમજો, ખમાયે ના છતાં ખમજો ? ૧

ખરો ધંધો અમે ખોળ્યો, મઝા તેમાં પડે મોટી,
તિજોરી થાય તર તેમાં, થવાયે, ના ઘણું ખોટી;
વનિતા વેચવા જૈયે, વળી કંસાર ઘી ખઇયે,
હવે બસ એક એ સમજો, ખમાયે ના છતા ખમજો? ૨

નથી દુનિયા થકી ડરતા વળી ના' લાજનું લેખું;
રહે દીલ રોજ રાજીમાં, ઘણા કલદારને દેખું;
ભલે હો ભાટડી તો શું ? અમે પરણાવીએ બ્રાહ્મણ,
હવે બસ એક એ સમજો, ખમાયે ના છતાં ખમજો ? ૩

મુકી જ્યાં લાજની માઝા, થયા કલદારથી તાજા;
જગત જુગતી કરી પુછે, અમારા ઓઠ ત્યાં સાજા,
ભરેલું પાપ હો ભારે, ભયાનક હોય તો પણ શું?
હવે બસ એક એ સમજો ખમાયે ના છતાં ખમજો? ૪
ગળામાં હ.ર હીરાનો લટાવીને કરૂં લટકો;
ઝવેરી થૈ ફરૂં હું તો, લઈ કર કાચનો કટકો;
મળે હૈયા ફુટો ફરતાં, ઘબેડી તર્ત ત્યાં પાડુ,
હવે બસ એક એ સમજો, ખમાયે ના છતાં ખમજો? ૫
ભલે છાપે છપાવો કે, પછી કોરટ ચડો સીધા,
અમલદારો બધા કબજે, દક્ષિણા આપીને કીધા;
નથી ડર કોઈ બાબતનો, તમારૂં થાય તે કરજો,
હવે બસ એક એ સમજો, ખમાયે નાં છનાં ખમજો? ૬

* * * * *

ગર્ધવી ગંગમાં બોળ્યે, કદાપિ ગાય ના થાયે,
ધુવો સો વાર ઇન્દ્રિને, તથાપિ શુદ્ધ ના થાયે;
કવિ ભઈલાલ પણ કે' છે દુરિજન થાયના સજ્જન;
હવે બસ એક એ સમજો, ખમાયે ના છતાં ખમજો? ૭

---

## ગઝલ.

વિવિધ માસિક વાચતાં, પડતી મઝા ભારે અહા ?
લખતા ઘણા લેખો ભરી, યશવન્ત થાવાને મહા ?
હૃદયે છુપાવ્યું ટીપણું, કરતા પ્રકાશક જ પ્રેમથી;
ભભકો ભરી ભાષા વિષે વ્હેચે ભલેરા નેમથી.
ઉભરે ચડે ચેળા ઘણા, જાણે ઋતુ વર્ષા તણા,
ફાટી પડ્યો ત્યમ રાફડો, નહિ વિપ્લવમાંજ રહી મણા.
બસ પત્ર વાંચી જાણવા, વાણી વિષે વલખાય છે;
કોલર ઝમાવી કંઠને, માસિકપતિ કહેવાય છે.
માંહેન મીઠું લેશ, એવું વિણી અક્ષર ઓઢવે;
લઈલાલ કહે કવિતા કરી, નામો નકામાં ગોઠવે.

---

## એ બેકદરી કદર શું કરે ?

( રાગ ભૈરવી.

એ બે કદરી કદર શું કરે ?

( સાખી. )

ગામડીયા ગમારની, પાસે ગંધર્વ ગાય;
તાન તરત ઉઠાવતાં, ગાંડામાંહી ગણાય. એ બેકદરી ૧
સજ્જન દુર્જનને કહા, આપે સાચુ જ્ઞાન;
ગુણ ગ્રહેના તેહનો, ઉલટો કહે હેવાન. એ બેકદરી ૨

છપ્પન ભોગ સાજી કરી, પીરસ્યો મધુરો બેશ;
ગુણીજન મન રજ્જન થયું, મર્કટ મારી કેસ. એ બેદકરી.૩
હીરો ઝવેરી કર ચઢયો, ગુમ થયો તે હાથ;
દીઠો ગર્ધવને ગળે, બાંધ્યો ગર્ધવ નાથ. એ બેકદરી.૪
કાજળ ભરી કટાક્ષથી, સમસ્યા કરી અનેક;
આખર અંધો ઓળખ્યો, રૂપ રંગીલો છેક. એ બેકદરી.૫
ગાવો ગાયન ગીતને, ગાવો ઘણાં કવિત;
હાલરડાં વિણુના રીઝે, એ બાળકની રીત. એ બેદકરી.૬
ધોતો ઉત્તમ વસ્ત્રને, રજક હમારો એક;
વસતાં દીગંબર પુરે, ભુખે મરીયો છેક. એ બેદકરી.૭
કસ્તુરી કટી બંધમાં, લેં મૃગ ફરે વેરાન
ગુણીયલ પાલેજો પડે, જતન કરે જ્યમ જાન. એ બેદકરી.૮
મલીયા ગિરિચંદન ઘરે, ગર્ધવ પીઠ ગણાય;
ભોગવનારા ભોગવે, સુખના ગર્ધવ થાય. એ બેદકરી.૯
કથા કૃષ્ણ કિરતારની, કહો કર્મઠને કોય;
કહે ભઇલાલ બેદકરીને, કદર કદીના હોય. એ બેદકરી.૧૦

---

(ગઝલ.)

કરી દઢ ટેકની ભક્તિ અમો સંન્યાસ એ લઇશું.
ઉઠાડી આગ સંસારે, પ્રભુના ખાસ થઈ રહીશું;

ભલે વિભુતી લગાવે કો, અમો એ ના કહિ ચહિશું,
અમેતો ભક્ત થઇ પુરા, હરિના ધામમાં ધઇશું ?
બળો રીદ્ધિ અને સિદ્ધિ, પડે તન તાપ તે સહિશું ?
ફરી આ ભર્ત ભૂમિમાં, ગુણો ગોવિન્દના ગઈશું ?
બળે તો છો બળે સર્વે, તજી ધન ધામને દઈશું
ઉઠે અંગાર અન્તર તે. અમારા સ્નેહીને કહિશું ?
ખરેખર ? ભક્તિના હોજે, પડીને નેહથી નહિશું ?
નથી ભઈલાલને પરવા, ખવાડે નાથતો ખઈશું ?

---

## ગઝલ કવ્વાલી.

અરે ! સંસાર આ તરવા, ગુરૂ કો જ્ઞાનીને કરશો ?
રૂડી શીક્ષા લઇ પ્યારા, પ્રભુની ભક્તિમાં ભળશો ?
હૃદય વિશુદ્ધ રાખીને, હરિરસ હેતથી હરશો !
કૃતઘ્નિ પ્રેમલા પાપી, તણો વિશ્વાસ ના કરશો ?
લીલા એ લાલની જાણી, ગિરિવર નાથને વરશો ?
કરી સંતો તણી સેવા, ખરા નિજ ધર્મમાં સરશો ?
અવરને જ્ઞાન આપીને, નહિ અભિમાનમાં ફરશો ?
મહિલા મંડળી દેખી, વિકારો ના દીલે ધરશો ?
ભમાવી ભામિની ભોળી, કરમ કુડાં નહિ કરશો ?
બકી બીજા બધા માટે, તમેતો ના ડુબી મરશો ?
લગાવી નાથથી તાળી, પ્રભુના દાસ થઇ ફરશો ?

મધુર મીષ્ટાન મારીને, પછીથી જુલ્મ ના કરશો?
જુઠો સંસાર આ જાણી, વિભુના વિરહથી બળશો?
હરિના નામની સિદ્ધી, સદાયે સામટી રળશો?
અરેઓ! એ. !! મુસાફરરે! કહ્યું જે તે બધું કરશો?
પછી ભઈલાલના સ્વામી, તણી આજ્ઞા બધી પળશો?

---

## "ચાહ."

—ગઝલ—

કહે શું શું !! બગાડયું છે, જરા મુખ બોલતી જાને?
યુરોપેથી અહીં આવી, કરે છે કેર! તુ શાને?
અમારાં બાળથી છાનું, તને તો દુધ આપ્યું છે;
છતાં ઓ ડાકણી જો કાં, કરે છે કેર! તું શાને?
અમે ધન ધાન્યની ખાણો, કરી ખાલી તને આપી;
છતાં ઓ રક્ત પીનારી! કરે છે કેર તું શાને?
અમારા ભાગ્યની રેખા, ઉદય કરનાર ગોધન જે;
લુંટી ગૈ છે છતાં હાવે, કરે છે કેર તું શાને?
અમારા દેશને ત્હેંતો, પુરો ધોળે દિને લુંટયો;
જુલમ શૂરવિરતા દાખી, કરે છે કેર તું શાને?
કરી તેં મોંઘવારી રે? ખરે બસ મોત વારી છું;
યુરોપી દેશની પુત્રી, કરે છે કેર તું શાને?

અહા એ ! ચાહ તારી રે !, સકળ સ્થાને ફરે સ્વારી.
હજી શું શું રહી બાકી; કરે છે કેર તું શાને ?
અમારા પેટમાં ત્હેં તો, લગાડી ભુખની હોળી:
નવસ્ત્રાં ફેરવે તો પણ, કરે છે કેર તું શાને ?
દશે દિશામાં અમર કીર્તી, ગજાવી ઘોર નાદે ત્હેં:
કહે ભઈલાલ શું વળીને, કરે છે કેર તું શાને ?

---

# मस्तान योगी.

## गझल.

हमे मस्तान योगी हय, कहा संसारकी परवा ?
हमारा केन्द्र न्यारा है, हमे चेलाकी क्या परवा ?
रमे हम इश्क बाजीकों, कहा स्पर्धाकी हय परवा ?
जीगरी को झख्म करनेदे, जीगर देकें न हय परवा ?
जहांसे हम भये बातल, वहांकी क्या हमे परवा ?
यदी उत्ताद हो राजा, हमे काजीकी क्या परवा ?
हमारा प्रेम कातिलकी, पुछनकी हे कहा परवा ?
जीगरकीसब कहे डारी, जीगर आलमकी हय परवा ?

---

# એકડએકોજી ?

### રાગ—ચિન્તન તેનું કરીએજી એ.

દંપતિ જન દીલ દુઃખ નવ ધરશો, લેજો શીખામણ સારીજી;
હરિ કૃષ્ણ ગોવિન્દના ઉપર, તન મન નાંખો વારી.
એકડ એકોજી૦ ૧

વરા કરો ના કર્જ કરીને, મોટાઈમાં ના મરશોઃજી;
આવરાનું સર્વોયું કાઢી, વિવેકે પગલાં ભરશો,
બગડ બચોજી૦ ૨

ખરા રંગને ગયા ખોલવા, ભણતાં વિદ્યા ભુલ્યાજી;
હવે પસ્તાવો કામ ન આવે, જે વ્હેપારે ડુલ્યા.
ત્રગડ ત્રૈણોજી૦ ૩

વિના મુલના વેચાણ થાશો, પરનારીના સંગેજી;
ખરની પેઠે ખાશો ખાસડાં, રહેજો સવળા ઢંગે.
ચોગડ ચારોજી૦ ૪

સાધું સરકાર તણો ના, વંશ કદાપિ જાયજી;
સજ્જન ને દુર્જન સંગ થાતાં, કૂળ નિકંદન થાયઃ
પાંચડ પાંચોજી૦ ૫

મોટા સાથે વાદ ન કરીયે, સુખડાં તેમાં સર્વજી,
જુવાની જાળવવા માટે, કાપો કુડો ગર્વ;
છગડ છોચોજી૦ ૬

આફત આવે કદી ઘણી પણ, આત્મ ઘાત ના કરશોજી;

ધીરજ રાખી ધ્યાન પ્રભુનું, પુરણ પ્રેમે ધરશો.
સાતડ સાતોજી૦ ૭
પ્રભુ સેવામાં સામીલ થાજો, ભ્રમણામાં ના ભુલોજી;
આળસમાં અવસર વહિ જાશે, લક્ષ્મી જોઈ ના ફુલો.
આઠડ આઠોજી૦ ૮
મુરખ સાથે માથા ફોડી, કરતાં કાંઇ ન વળશેજી;
મહ્યું મિલાવ્યું જીવન ધન તે, જાળવીયું નહિ ખળશે,
નવડ નવોજી૦ ૯
મનુષ જન્મ ધરી મહા મોંઘો, હરિજન સંગે રહેજોજી;
ભાઇલાલ કહે ભગવાન ભજીને, સુખડાં સર્વે લહેજો.
દશાકો દશાજી૦ ૧૦

---

# (નિંધા ચતુર્દશી.)

## પાળેજ તેનો ધર્મ છે?

—ગઝલ—

નિન્દા કરો ના કોઇની, જગનાથનો ડર રાખીને;
ઇશ્વર અરાધો પ્રેમથી, પાળે જ તેનો ધર્મ છે? ૧
કોઈ ભજે ભગવાનને, કો કાલી ભૈરવ અંબિકા;
જેના જનો જે તે ભજે, પાળે જ તેનો ધર્મ છે? ૨

તન્મય થઇ તન મન ધને, શ્રી કૃષ્ણ પુજા કો કરે;
શંભુ ભજે કો રામજી, પાળે જ તેનો ધર્મ છે? ૩
અલ્લા ખુદા રહેમાનકો, નિજ દેશની સેવા કરે;
ના દ્વેષ કરશો કોઇ રે? પાળે જ તેનો ધર્મ છે? ૪
કોઈ કરે ષટ કર્મને, કો તપ અને સંયમ કરે;
નાસ્તિક થૈ નર કો ફરે, પાળે જ તેનો ધર્મ છે? ૫
અનક્ષેત્ર માંડે અપંગનું, કો જીવ દયાને વિચારતા;
કો યજ્ઞ તીર્થાટન કરે, પાળે જ તેનો ધર્મ છે? ૬
કોઇ કપાળે આડું કે, ઉભું તીલક ટીકી કરે;
વિવિધ છાપો છો કરે, પાળે જ તેનો ધર્મ છે? ૭
રૂદ્રાક્ષ તુલસીની ગળે, માળા ધરે મન ભાવતી;
ગુંજા પ્રવાલ કો અસ્તિની પાળે જ તેનો ધર્મ છે? ૮
કો રાખ અંગ લગાવતા, કો વસ્ત્ર ભગવાં પહેરતા;
કો જન દિગંબર થૈ ફરે, પાળે જ તેનો ધર્મ છે? ૯
કોઈ અડે છોવાય, આભડછેટ કોય ગણે નહી;
નિજ માર્ગની મર્યાદ સમ, પાળે જ તેનો ધર્મ છે? ૧૦
નિન્દા કરો પણ ના વળે, તો કાં વખત ખોટો કરો;
મુર્ખાપણે ના ટોકશો, પાળે જ તેનો ધર્મ છે? ૧૧
શુભ કીર્તીવંત સદા રહી, નિજ ધર્મ આશ્રય જાળવી;
ખળવાદથી બચવું ખરે! પાળે જ તેનો ધર્મ છે? ૧૨

ખરી સંપ સંપત્તિ મેળવી, પ્રભુના પદે ભક્તિ સજી;
ગોવિન્દ ગુણુ ગે ભવ તરો, પાળે જ તેનો ધર્મ છે ? ૧૩
કોટી વિધિની કલ્પના, ને વિટંબણુ સર્વે તજી;
ભઇલાલ પળતો પાળજો, પાળે જ તેનો ધર્મ છે ? ૧૪

---

# वियोग वेदना ?

## राग–कांटो लाग्योरे देवरीया.

## ( हमसें ना सहा जाता ? )

( अये ) महेबुब कतल क्यों करते, हमसें ना सहा जाता ?
तेरा खुबसुरत गबरु, सुघर गुलजार सांवरीजी;
चितवनिका झख्म तिरछा, हमसें ना सहा जाता ?
मीठी अमृतसी बतियां, याद कर फटती हैं छतीयां;
बे मालम आलम मेरा, हमसें ना सहा जाता ?
खीला या गुलचमन जोबन, वाहिकी ब्हार व्हेतीहैं;
हजुर चस्मे पलक होजा, हमसें ना सहा जाता ?
सांचे मतलबके गरजी, आलम क्या कहलाते हो;
मिलादे नजरांसें नजरां, हमसें ना सहा जाता ?
झखमकी मारी भेमे जोगन, कोनपें दिलका दर्द पुकारुं;
भये भइलाल महेरम केसें, हमसें ना सहा जाता ?

---

# प्रेम छकी प्राढा ?

### गझल.

बजाके बांसरी मेरी, निघासें क्यों छपाते हो ?
हजुर दीदार कर तेरा, पिछे केसें छपाते हो ?
चडी कर देख ले म्हेरम, अहा बस क्या पिछे होती;
अबीतो बिह ज्वालामें, दबा हझरत जलाते हो ?
मिली हें ब्होतसी तोको, परि यह दीलचमन न्यारी;
जुडा दे चश्मसें नजरां, गुपत व्हे क्यों मल्हाते हो ?
अये आलम तुझे मालम, निघा मिलते सबे होगी;
बहुत हम क्या कहे आशक, अवर माशुक चहातेहो ?
गुमानी हीठ लंगरवा. महेर म्हेरम करो हमसें;
भये भईलालके प्यारे, अब तुम क्यों पीडाते हो ?

---

# (તમારૂ શું બગાડયું છે ?)

### ગઝલ,

રસિક સરદાર સાંવરીયા, તમારૂં શું બગાડયું છે ?
નથી જો એમતો કામણ, કરી દુઃખ કાં જગાડયું છે ? ૧
અધિકમાં ચાલતાં આજે, તમે પાટુ વગાડયું છે ?
કહો દુઃખ કેમ વેઠાશે, તમારૂં શું બગાડયું છે ? ૨

અમે કુલ ધર્મને છોડી, હૃદય તમથી લગાડયું છે ?
છતા મુજને તજી બીજે, અધર અમૃત ચખાડયું છે ? ૩
બધી જાણી નિઠુરે રે ! ચતુરચિત્ત જ્યાં રમાડયું છે ?
કહો માઈલાલના સ્વામી, તમારૂં શું બગાડયું છે ? ૪

---

# वसंत वियोगी.

राग. भैरवी या कांलिंगडो.

पिया बिन कैसें कटे दिनरेन. टेक०
आनंद धुन मचत सब आंगन, देख दुःखीत व्हे नेन;
या होरीके ओसर मेरे, हजुर ना पिया सुखदेन. पिया. १
अवीर गुलाल अगनसें लागत, में बिरहन नहि चेन;
झुर झर मरतें कोन मिलावे, इन सांवरेकी सेन. पिया. २
मदन महिपति जोर झमावत, एहु रुठयो जीय लेन;
मइलाल पिया एक बेर हमारी, नजरांसे जोरी दे नेन. पिया. ३

---

# ગીતીવૃત.

માટીનાં સૌ માણસ, માટી માંહે મળી અંતે ઠરતાં,
તો વળતી શા માટે મિથ્યા વપુનો અભિમાન જ ધરતાં. ૧
પરોપકાર દયાને, ન્યાય પરાક્રમ થકી જિવન જેનું;
દુનિયાને ઉપયોગી, થઈ પડયું છે, સફળપણું એનું. ૨

પેચ પ્રપંચ કરી જે, કપટાચારી કુટિલપણું ધરતો;
તે ચિરકાલી કીર્તી સંપાદન કદિ નવ પોતે કરતો. ૩
પુરૂષારથ કરવાથી' પ્રભુતા જનને પુરણપણે મળતી;
એ વિણ અન્ય ઉપાયે, પ્રભુતા જનને કદિએ નવ ફળતી. ૪
રંડીબાજો રીઝે નિર્લજ નારી નજરે નિરખીને;
કાગ જુઓ આમિષને. નિરખે હરદમ હૃદયે હરખીને. ૫
લોભી જનને ધનની, ઇચ્છા અતિશય વધતી દેખાયે;
અંત સમો આવે પણ તૃષ્ણા તેની નવ પુરી થાયે. ૬
માયાની જંજાળે ગુંથાણાં તે પ્રભુ પદ નવ પામે;
માયાના આવ્રણનો, પડદો આડો પડતો તે ઠામે. ૭

## સોરઠા.

આવે આપત કાળ, મુંઝાતું મન તે સમે;
ભાસે ભવ વિકાળ, ભ્રમિત થઇ નિશદિન ભમે. ૧
દ્દઢતા જેવી હોય, સંકલ્પની મનમાં સદા;
તેવી તે જન જોય, કાર્ય સિદ્ધી આ જગતમાં. ૨
સેવા કરીને જેમ, સતિ નિજ પતિને વસ કરે;
ભક્ત જનો પણ તેમ, સેવાથી પ્રભુ વશ કરે. ૩
હોય હૃદયમાં હેત, હમેશ હરિની ઉપર તો;
સુઝે શુભ સંકેત, હરિ ભજવાનો હૃદયમાં.
હરિને ગણી હજુર, ચાલે જે સંસારમાં;
તે જન બને ન ર, નિજ જિંદગાનીમાં કદી. ૫

# દોહરા.

અનુભવ પકવ થયા વિના, રસિક કદિ ન થવાય,
કેરી પણ પકવ્યા વિના, રસવંતી નવ થાય, ૧
ભક્ત તણી ઈશ ઉપરે, લગની લગી ન જાય,
ચઢે રંગ ઉન ઉપરે, તે નવ ઉતરી જાય. ૨
યોગ્ય પણે વપરાય તો, અપ્રિયમાં પ્રિય ભાસ;
લવણ નિયમસર નાંખતાં, આપે અન્ન મિઠાસ. ૩
પ્રભુના પુરણ પ્યાર વિણ, સહૂ વસ્તુ નહિ સહેલ;
હીરો કોહી નૂર તો, મેળવવો મુશ્કેલ. ૪
ધરે ચકોર જ્યમ ચંદ્રનું, ધરીએ એવું ધ્યાન;
ઈશ્વર પર એક તાર થઈ, ભુલવું મોહક ભાન. ૫

# શીખરણી.

નમાલાં કામોમાં વખત નવ મિથ્યા પરહરો:
ગણી મોંઘાં મૂલે, સમય સઘળાનો વ્યય કરો,
ગયો તે ના આવે, અવસર ફરીથી અહીં જુવો,
ધરી શિક્ષા ઉરે, અધિક સર્વે આળસ ખુવો. ૧
જુવાનીની જવાળે, અધિક જન એમાં પ્રજળતા,
પડીને કુછંદે, વિષય રસમાં એ સબડતા;
ગુમાવે છે મિથ્યા, જનમ સઘળો જોબન મદે;
પડે છે અંતે એ, અધમ થઇ નર્કે નિચ પદે.

# ॥ सनम अन्वेषण ॥

वस्लमें मस्लत जमा अब क्यों सनम रुसा रही है ?
में ही गाफिल फनमें तेरा क्यों मुझे तनहा कीया है ?
अयि जीवननौकाकी मल्लाह !
या सुफी क्यों ले रही है ?
रुह् गभराता भंवरसे
मिस्किन अब ये रो रहा हैं ?
एनक थे जिसको देखतेरी
नफ़ससें चित्वन रहा हैं !
आसमांसे तडित् सम परचा
दीखा अब क्यों छुपी है ?
कीट भमरांके ही तुरसें
फनभी उम्का ले रहा है !
आबद् हुं मस्ताना लगनमें
ईसरार् क्यों दीखा रही है ?
भस्म या तन पर लगाकर हाल फकीरीका लीया है !
ढुंढने तुझको सनम मैं त्याग दुनीयांका कीया है !

मन मधुकर मधुमथन चरनसरोजमधु पीले;
मृगतृष्णा ज्यों या जग रचना ताहीसों छूट उठ हठीले ॥ध्रुव.॥
श्यामल कोमल मंजुप्रवालनमें कर चालन ताहीसों रंग रसीले; ॥
सब ओर विषय विष लोलुपता त्यजकर गुंज रह खीले॥मन.॥
यही मर्त्यजनमांझ खीली विषवेलीन नाहिके फल न स्पृराकर ले;
हितकारी मुकुन्दविहारी भला अब तो घनश्याम हृदय धरले॥
मन मधुकर मधुमथन चरनसरोज मधु पीले;

---

## દુધની ડેરી!

—ગઝલ—

તમારૂં રક્ત પીનારી, તમારૂં માંસ ખાનારી,
ખરેખર જીવતી ડાકણ, દીસે છે દુધની ડેરી?
તમારા લોહીની તરશી, તમારા હૈડીયા પીશી;
ચુશી ચુશી કુચા કરતી, જુવોને દુધની ડેરી?
તમારાં કુમળાં મોંઘા, અને વ્હાલાં મૃદુ બાળક:
ભુંજી ભુંજીને ખાનારી, ખરેખર જીવતી ડાકણ?
જીવન અમૃત ગરીબોનું, અરે એ છાશનું પીણું?

છીનાવી તે બધું લીધું, જુઓ આ દુધની ડેરી ?
કહું ડાકણ, કે શાકેણ, કહું ચુડેલ કે ચંડી;
મળે ના વિશ્વમાં જોડી, ખરે તુજ દુધની ડેરી ?
જલાવી જીવતી ડાકણ, ભવાનીનું ભરો ખપ્પર;
પછી તમ બાલુડાં જુવો, બને છે કેટલાં જબ્બર ?

## " અમારો દેશ. "

જીવન હમારા દેશનું, ધોળે દિને લુંટાય
ગોધન અમારા દેશનું, પરદેશ ચાલ્યું જાય છે.
આંખે ઝરે અંગાર, રોમે રોમ ઉભા થાય છે.
સરકારકે દરબારમાં, ના દાદ કે ફરીયાદ છે.
જે દેશના લોકો તણી, ઉપજ રૂપીયા ત્રીસની.
તે દેશના લોકો તણી, ક્યાંથી રહે સારી સ્થીતિ ?
સાત કોટી જન અરે ! આ દેશમાં ભુખે મરે;
હા ! ખાય એકજ ટંકને, ના રાતનું વાળુ મળે.

---

## " દુષ્કાળ. "

જે દેશમાં ધન ધાન્યથી, વસુધા બધી છલકે જતી,
જે દેશમાં ઘી દુધની, છોળો સદાયે ઉઠતી;
તે દેશમાં દુર્ભિક્ષની, ચીસો પડે છે કારમી;
ન ધાન્ય ઘરપતથી મળે, ઘી દુધની ત્યાં વાત શી ?

---

પા૦—ડા૦

# ( એ હિંદુસ્થાન. )

## રૂચિકર—છંદ

મોંઘવારીની મોટી હોળી, ભડભડ સળગે—હિન્દુસ્થાન;
જવાળા ઉડે ગગન સમીપે, ધીકે ધરા બહુ—હિન્દુસ્થાન,
ભસ્મ થાય છે ભારત તનુ જો, તેમાં બળીને—હિન્દુસ્થાન,
હાય અન્નને હાય વસ્ત્રની, પડે બુમો બહુ—હિન્દુસ્થાન,
મોંઘવારીની મોંકણ મંડઈ ઘર ઘર આજે—હિન્દુસ્થાન,
હાય! હાય!! ને રડા પીટથી, કકળી ઉઠયું—હિન્દુસ્થાન;
ટાઢે મરતાને થર થરતા, કંઇક રખડતા—હિન્દુસ્તાન;
વસ્ત્ર મળે નહિ અંગ ઢાંકવા, કંઈક જનોને—હિન્દુસ્થાન;
શિયળ ઢાંકવા વસ્ત્ર વિનાથે, નારી રહે કે—હિન્દુસ્થાન,
આપઘાત તે કરે બિચારી, લાજની મારી—હિન્દુસ્થાન,
મોંઘવારીની મહા જાળમાં, કંઇક ફસઇ ને—હિન્દુસ્થાન,
દુધપીતી દિકરીયો કરતા, છાના માના—હિન્દુસ્થાન;
મલાઇ માખણ જાય વિદેશે, કુત્ર્યા ખાય છે—હિન્દુસ્થાન,
ટીપુ છાશનું મળે ન માગ્યું, આજ દશાએ—હિન્દુસ્થાન;

પા૦—ડા૦

# આતે મોંઘવારી કે મોતવારી?

## —ગઝલ—

નથી આ મોઘવારી પણ ખરેખર! મોતવારી છે,
પ્રજાનાં પ્રાણ હરનારી, તીણી આતો કટારી છે.

કરી કંટ્રોલનો ઠમકો, ઠઠણ કરતી ઠગારી છે.
યુરોપી યુદ્ધની એતો, મહા મોંઘી કુમારી છે.
તજીને તાતનું ઘર એ, ભમે છે વિશ્વમાં આખા;
જહીં પગલાં પડે તેનાં, તહાં અન્ન વસ્ત્રના શાખા.
છકેલી છાકમાં એતો, ફરંદીને ધુતારી છે;
યુરોપી લક્ષ્મી વૈભવની, મગજ એને ખુમારી છે,
પ્રજાના પેટમાં એણે, ક્ષુધા હોળી જગાડી છે;
ગરીબડા હિન્દને લાગુ, પડેલી એ બીમારી છે.

---

# પ્રસ્તાવીક પંચદશી.

## સોરઠા.

નિરથી ના ભીંજાય, તેલાળા અક્ષર કદી;
ધુતથી ના ધુતાય. સુધરેલા જન તે સહી. ૧
માણે મુરખ મોજ, સાદા સજ્જન છે સદા;
ભભકે ફરતા રોજ, સાહેબથી સીપઈ સદા. ૨
હાલે હડકવાય, ભસ ભસ કરતા શ્વાનને;
જીવનું જોખમ થાય, કરડે જો કોઇ દિન એ. ૩
કાયા કાચી જાણ, માટીના ઢેપા સમી;
રહે એહ નિર્વાણ, થાય દરદ ના ત્યાં લગી. ૪

શુરા શ્હે ખઇ જાય, સમય મહા બળવાન છે;
એ અર્જુન (એ) વિધાય. કાબા જો અર્જુન લુટે, ૫
સમાન છે સો કોય, ઇશ્વરને અવની વિષે;
રાય રંકની જેમ જનમ મરણ રીત એક છે. ૬
મિત્ર કુમિત્ર બધાય, દુ:ખ પડે પરખાય છે;
અગ્નિમાં ઓળખાય, સારૂં નરસું સુવર્ણ તે. ૭
સ્વારથ સાધી જાય, કુટિલ મિત્ર કુટિલપણે;
કુંડી કરડી ખાય, ઉંદર જ્યમ ઉંઘ્યા પછી, ૮
કુટુમ્બ કથળી જાય, ઘરમાંથી ઘરડું જતાં;
મણકા સો વિખરાય, માળા મેરજ તુટતાં. ૯
જુવો તપાશી તમામ, ખ્યાલ સૌને પેટ છે;
પણ હૈયે ત્યાં ડામ. પીડા જો આવી પડે. ૧૦
લેવા સરખી જાણ. સદબુદ્ધિ પણ રંકની;
રસવંતિ નિર્વાણ, ઇક્ષુકા નિર્ધન તણી. ૧૧
બને બહુ નિર્માલ્ય, અક્કલ ઉતેજન વિના;
કારીગર કંગાલ, હાલ જુઓ આ હિન્દમાં. ૧૨
આપ નહિ ઓળખાય, ડોળાએલા દીલમહી.
પ્રતિબિંબ ન પરખાય, ડોળેલા જળમાં કદી. ૧૩
જ્ઞાન ધર્મ વ્રત નેમ, જપ તપની ભ્રમણા તજી;
કર પ્રભુથી દૃઢ પ્રેમ, સાચા દીલમાં લે ખચી; ૧૪
શોભે કેમ લગાર, વર વગરની જાન તે;
કૃષ્ણ વિનાનું કથન, મિથ્યા શ્રમવત જાય છે. ૧૫

લેખક-પ્રકાશક — ભાઇલાલ છગનલાલ વ્યાસ. બોરસદ



ગદ ગદ ગિરાથી આટલું, લખતા પડી બેભાનમાં,
તતકાળ ત્યાં આવ્યા પ્રભુ, છો સ્નેહના સાચા રાજુ.

[illegible]